# સાવિત્રી.

## નાટક બે અંકી.



રચનાર

ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીના.

બીજી આવૃત્તિ.

મુંબઈ:
યુનિયન પ્રેસ, ૧૮૮૩.

કિમ્મત ૮ આના.

નામદાર ધી હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટના માન પામેલા આશરાતળે, સઘળી વરણના તમાશગીરોના એક દબદબા ભરેલા મેલાવડાની હજુરમાં પારસી નાટક મંડળીએ, આ સાવિત્રી નાટક, બુધવાર તા૦ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૮૩ ને દિને ગેઈટી થીએટરમાં ભજવી બતાવ્યો હતો.



શેઠ

નાનાભાઈ બેરામજી જીજીભાઈ,

જે. પી.,

મુંબઈની યુનિવર્સિટિના ફેલો, અને ટાઉન્કાઉન્સિલના અધિકારી. ઈત્યા. ઈત્યા.

એઓને

આ ન્હાનું પુસ્તક

એમના સાત્વિક મિત્ર

નાટક કર્ત્તાએ

સ્નેહપૂર્વક અર્પણ કર્યું છે.

# પેહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

યુરપ ખંડમાં પ્રગટ થતાં ઘણાંક વર્તમાન પત્રોમાં લખાણ કરનાર અને ફ્લારેન્સની પાઠશાળામાં પૂર્વ દેશની ભાષાઓના શિક્ષાગુરૂનો માનભરેલો ઓહ્‌દો ધરાવનાર, ઇટલી દેશના પ્રખ્યાત વિદ્વાન ગ્રહસ્થ **કાઉન્ટ એન્જીલો ડી ગુબરનેટીસે** ઇટાલિયન ભાષામાં **સાવિત્રી આખ્યાન** રચ્યુંછે. એ આખ્યાનનું ગુજરાતી ભાષાંતર કરાવી કોઇ દેશી નાટક મંડળી પાસે તે અત્રેની એકાદ નાટકશાળામાં ભજવી બતાવેલું જોવાની એ ગ્રહસ્થની બહુ ઇચ્છા હતી; અને તે ઇચ્છા, તેઓએ પોતાના મિત્ર, અત્રેની વસ્તીને જાણીતા **ડાકટર ગરસન ડા કુન્હા**, જ્યારે થોડુંક પર ઇંગલંડની મુસાફરીએ ગયા હતા, અને જ્યારે તેઓનું મચકુર કાઉન્ટ સાથ મળવું થયું હતું ત્યારે, તેમને જણાવી હતી. ડાકટર મચકુર અત્રે પાછા ફરવા પછે, પોતાના મિત્રની એ ઇચ્છા કેમ પાર ઉતરે તેના વિચારમાં હતા, એટલામાં "ફ્રામજી કાવસજી ઇનસ્ટીટયુટ"માં આલફ્રેડ નાટક મંડળીના જે ખેલ થતા હતા તે જોવાની એ ડાકટર સાહેબને તક મળી હતી

આલ્ફ્રેડ મંડળીના ખેલો ઉરદુ ભાષામાં, તથા ફારસો ગુજરાતીમાં થતા હતા, તે જોવા પછે, એ મારા ડાકટર મિત્રને એવું લાગ્યું કે પોતાના ઈટાલિયન મિત્ર કાઉન્ટ ગુબરનેટીસે રચેલું સાવિત્રી આખ્યાન આ મંડળી સારી રીતે ભજવી બતાવી શકશે, ને તેથી તેઓએ પોતાની ધારણા મને જણાવી, એ કામમાં મારી મદદ માગી કે કોઈ પણ રીતે મારે તેમને એ કામમાં સહાય થવું. ઈટાલિયનમાંથી ઈંગ્રેજી ભાષાંતર કરવાનું એઓએ પોતે માથે લઈ ગુજરાતી ભાષામાં તેની રચના કરવાનું કામ મને સોંપ્યું. કેટલીક વાતોની રોકાણ છતાં પણ એ મારા મિત્રને નિરાશ કરી તેમની ઉલટ તોડી નાખવાનું ઠીક લાગ્યું નહીં તેથી મેં તેમને સહાય થવાનું કબુલ્યું; તેઓએ કરેલાં ઈંગ્રેજી ભાષાંતર ઉપરથી ઘણોક ફેરફાર ને વધઘટ કરી આ ગુજરાતી નાટક રચ્યુંછે. આ નાટક રચવામાં હું કેવી રીતે પાર પડયો છું તે વિચારવાનું કામ સુજ્ઞ તથા સુશીલ વાંચનારોનું છે. ડાકટર કુન્હાવાળું, ભાષાંતર જેમ ઈંગ્રેજીમાં ગદ્યરૂપ છે તેમજ મેં પણ તેને ગદ્યમાં લખીને તૈયાર કરવા માંડયું હતું, પણ તે રચાઈ તૈયાર થાય તે પેહલાં, આલ્ફ્રેડ નાટક મંડળી વિખેરાઈ જવાથી, તે તૈયાર થઈ પડી રહેલું. લખાણ **વિકટોરીયા પારસી નાટક મંડલી**ના એક માલેક ને મુખ્ય ખિલાડી

ભાઈ ખરશેદજી મેહરવાનજી બાલીવાળાને દેખાડતાં, એ મિત્રે એવી સૂચના કરી કે એ આખ્યાન ગદ્યરૂપ છે તેમાં વચ્ચે વચ્ચે જો કવિતા અને જૂદા જૂદા રાગ રાગણી વાળાં ગીત દાખલ કરયાં હોય તો તેથી તે બહુ સારૂં લાગશે. તે મિત્રની એ સૂચના મને પણ પસંદ પડવાથી અને લાંબી મુદતના નાટક સાથના સંબંધને લીધે એ ભાઈમાં, ગીતો અને કવિતા રચના કરવાની સારી શકિત જણાયલી હોવાથી, તેમનેજ તેટલું કામ મારેમાટે કરવાની અરજ કરવાથી, તેઓએ મેહેરબાની કરી, મેં લખીને તૈયાર કરી આપેલાં મારાં અસલ લખાણને વળગી રહી, તેજ ધોરણ ને લગભગ તેજ શબ્દ રચનાને આધારે, ચાલુ નાટકોમાં ગવાયછે એવાં, જૂદા જૂદા રાગ રાગણીવાળાં ગીતો વગેરે રચી આપ્યાંછે તેથી આ નાટકને ઘણો સારો શૃંગાર મળ્યો છે, માટે એ ભાઈનો આ જગાએ હું ઉપકાર માનુંછું.

ડાકટર કુન્હાએ કરેલાં ઈંગ્રેજી ભાષાંતરને આધારે જોકે આ આખો નાટક રચવામાં આવ્યો છે, તોપણ વાંચનારને રસ પડે તે માટે તથા નાટકરૂપે ભજવી બતાવતાં સુલભ પડે તે માટે કેટલુંક નવું ઉમેરીને આ પુસ્તકમાં સમાવ્યુંછે. મૂળ ઈંગ્રેજીમાં બે અંકો, અને દરેક અંકમાં માત્ર એકેકજ પ્રવેશ છે, તે બહુ લાંબા ને કંટાળા ભરયા ન થાય

માટે પેહલા અંકમાં બે પ્રવેશો વધારવા પડયાછે—અને તે વધારાના મૂખ્ય ભાગ મૂળ ઈંગ્રેજીમાં નથી, પણ નવા ગોઠવેલા છે.

સાચવટને સાહી, એકનિષ્ઠપણે વરતનાર માણસ આ જગતમાં શા શા પરાક્રમ કરી શકેછે તથા ભયાનક સંકટ સમે મન સ્થિર રાખી વિવેકથી વરતી પોતાપર આવી પડેલાં મહા સંકટનું પણ કેવું નિવારણ કરી શકેછે તેનો આ બેલની નાયિકા સાવિત્રીના દૃષ્ટાંતિક ચરિત્ર ઉપરથી બહુ સારો બોધ મળેછે. સદ્‌ગુણી સાવિત્રીએ શ્રદ્ધા અને ભક્તિભાવના યોગેકરી યમરાજ જેવા સાથ પણ જબરી બાથ ભિડીને પોતાના પતિનો પ્રાણ લેવા આવી ઉભેલા મોતને પણ પાછું વાળ્યું, તેનું જે ચિત્ર આ નાટકમાં સમાયલું છે તે પોતે પોતામાં એટલું તો અસરકારક છે કે તેને વિષે અત્રે વધુ વિસ્તાર કરવા કરતાં તેનું ધ્યાનથી અધ્યયન કરવાનીજ માત્ર વિનંતિ કરૂંછું.

—હા. રૂ. રાણીના.

મુંબઈ તા० ૧૦ મી ડીસેમ્બર ૧૮૮૨.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ઘણાક સુધારા અને વધારા સાથે આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવીછે. ચાલુ ગુજરાતી કે ઉરદુ નાટકોમાં ગવાયછે તેવી ઢપપર રચાયલાં ગીતો વગેરે પેહેલી આવૃત્તિમાં દાખલ કરવામાં આવ્યાં હતાં, તેને બદલે, આ બીજી આવૃત્તિમાં ગુજરાતી કવિઓની ધોરણપર અને પિંગલને કાયદે રચાયલી કવિતાઓ વગેરે દાખલ કરવામાં આવીછે. આ નવી કવિતાઓ અને ગીતો મારા એક જુના કવિ મિત્ર સવિતાનારાયણ ગણપતિનારાયણે, આ નાટક માટે ખાસ રચ્યાંછે, તે માટે તથા આ પુસ્તકના પ્રૂફો વગેરે વાંચવામાં એઓએ મને જે મદદ કરીછે તે માટે હું તેમનો આ ઠેકાણે ઉપકાર માનવાનો મારો ધર્મ સમજુંછું. આ પુસ્તકને ૧,૨,૩,૮,૧૯,૩૪,૪૧,૫૨,૬૮,૭૪,૭૫, ૮૯ મે પૃષ્ઠે જે કવિતા ને ગીતો આવ્યાંછે તે મારા મરહુમ કવિ મિત્ર સવિતાનારાયણના જોડેલાં છે—૨૪,૩૫, ૩૬,૩૭,૩૯,૫૦,૮૨,૯૦ મે પૃષ્ઠે છપાયલાં ગાયનો મારા મિત્ર ખોરશેદ બાલીવાળાના જોડેલાં છે, પણ તેમાં કવિતા રચનાના સંબંધમાં જણાયલા કેટલાક દોષ કવિ સવિતા-

નારાયણે સુધારયાછે. ૯મે પૃષ્ટે આવેલું હાલરડું કેટલાક ફેરફાર સાથ વનરાજ ચાવડામાંથી, ૨૧ માં પૃષ્ટપરનો ધોલ બ્રહ્માનંદમાંથી, ૨૩ માં પૃષ્ટ ઉપરની ભેરવી અને ૩૨ માં પૃષ્ટ ઉપરની શમથી, દયારામકૃત કાવ્યસંગ્રહમાંથી, ૫૨ માં પૃષ્ટ ઉપરનો ચોપાયાછંદ તથા ૫૩ મા ઉપરની ગરબી કવિ દલપતરામની માંગળિક ગીતાવળીમાંથી અને ૬૦ મા પૃષ્ટ ઉપરની લાવની મારા મિત્ર કાબરાજીના સુળી વચે સોપારીના નાટકમાંથી ઉતારી લીધાંછે તથા ૧૨ મા પૃષ્ટ ઉપરની લાવની ભાઈ એદલજી દાદાભાઈ મીસ્તરી નામના એક ચંચલ નાટકકારની જોડેલી છે. આ નાનો ગ્રંથ જે ઘણો લુખો જણાત તેને જે શોભા અને શૃંગાર મળ્યોછે તે મચકુર મિત્રો અને ગ્રંથોની સાહેતાથી મળ્યોછે, માટે તે દરેક ગ્રંથ કરતા તથા મિત્રોનો આભાર આ પ્રસંગે માનુંછું. ૨૫ મા પૃષ્ટ ઉપરનું રમુજી કુદણીયું ગીત, જે ગામડાંઓમાં ઘણું સાધારણ રીતે ગવાયછે તે એક નાના કોળી છોકરાને મોડે સાંભળીને દાખલ કરીઊછે.

ન્હા. રૂ. રાણીના.

મુંબઈ, તા૦ ૧ લી સપટેમબર ૧૮૮૩.

---

# પાત્ર.

દ્યુમતસેન..........શાલ્વ દેશનો પદભ્રષ્ટ અંધ રાજા.

સત્યવાન. ............તેનો પુત્ર.

નારદ. ................દેવદૂત.

સાવિત્રી. ............મદ્રદેશના રાજાની પુત્રી.

માલવી................એક માળીનો છોકરો.

ભાણુકી. ............એક ગામડિયેણ.

## યમરાજ.

પિંડારાઓ, ચારણો, ગામડિયાઓ, દ્યુમતસેનના ઘરની બાયડીઓ, સ્વર્ગની અપ્સરાઓ, વગેરે, વગેરે.



# સાવિત્રી.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

[સ્થળ—મધ્ય હિંદુસ્થાનમાહેલું એક જંગલ-ચારેપાસ ફે-
લાઈરહેલા વનસ્પતીના વેલાથી વિટલાએલી એક
પર્ણકુટીમાંથી વૃદ્ધ અને આંધળો રાજા દ્યુમત-
સેન પ્રવેશ કરેછે. પડખામાં નિર્મળ પાણીના
ઝરાનું વેહતું એક વિશાળ સરોવર દેખાયછે. સ-
રોવરમાં કમળ ફુલો વચ્ચે કેટલાક હંસો તરતા
જણાયછે.]

પદ.

દ્યુમતસેન—
કયમ પામૂં ભવ પાર,
પ્રભુ હૂં કયમ પામૂં ભવ પાર. ટેક.
કામી, ક્રોધી, લોભી લંપટ
અઘટિત કૃત કરનાર—પ્રભુ હું કયમ. ૧.

ધન જોબનનો ગર્વ ઘણેરો,
ધરિયો મનમોઝાર—પ્રભુ હું કયમ. ૨.
પાપતણે પંથે પરવરિયો,
સમજ્યો નવ કંઈ સાર—પ્રભુ હું કયમ. ૩.
રાંક પ્રજાપુત્રીને પિડતાં,
કર્યો ન કાંઇ વિચાર—પ્રભુ હું કયમ. ૪.
બુઢ્ઢાપામાં એ દુખ સાલે,
મુજ ભીતરમોઝાર—પ્રભુ હું કયમ. ૫.
[સત્યવાન પ્રવેશ કરેછે.

## ધનાસરી રાગ.

[ખોખલે પંડે કાગળ આપ્યો,
મેહેતાજીને હાથજી—એ રાહ.]

સત્યવાન—(પોતાના પિતાનો હાથ ઝાલી.)
આવો પિતાજી, આવો પિતાજી,
આવોની આણી પાસજી;
વર્ષાકાળ ગયોછે વીતી,
આવિયો કાર્ત્તિક માસજી. ૧.
ઝાડના ઝુંડની સઘન ઘટા છે,
પ્રસર્યો કુસુમ સુવાસજી;
મધમાખી મધલોભે કરેછે,
અહિં તહિં ભ્રમણવિલાસજી. ૨.

શીતળ, મંદ સમીર વહેછે,
પુષ્પસુગંધ હરેછેજી;
મધુકરિ સંગ શું ઈર્ષ્યા ધરીને,
નિજ સરસાઈ કરેછેજી. ૩.

દ્યુમતસેન—

સત્ય વહેછે પુત્ર પ્રતાપી,
પરિમળ બહુ પથરાઇજી;
જેમ સકળ બ્રહ્માંડ ફરે ત્યમ,
ઘટગતિ આ બદલાઇજી. ૧.

મૂક મને રવિકીરણસનમુખ,
વાધે ઉલટ ઉરમધ્યજી;
*તના પ્રભાવથી પલટે કદાપી,
મુજ નબળી ગતિ સદ્યજી. ૨.

શર્દલીલા શુભ સૃષ્ટિશૃંગારે,
વૈભવને દરસાવેજી;
ચક્ષુરહિત હું ભાગ્યહીણાને,
એ સુખ દૃષ્ટ ન આવેજી. ૩.

શર્દ તણી ઠંડીથકી મુજ આ,
રક્ત ઠર્યું રગમાંહીજી;
ઉષ્ણ કરૂં તે તપનને તાપે,
છે સ્થિતિ મુજ દુખદાઈજી. ૪.

**સત્યવાન**—પ્રિય પિતાજી આમ તમે છેક હામ હારશો નહીં. ભગા અને પરાવ્રિક નામના આંધળા ઋષિઓએ અશ્વિનીકુમારની ઉપાસના કરીને પોતાના બન્ને હાથો ઉંચા કરી એવું વરદાન માગ્યું હતું કે હમારાં નેત્ર હમને પ્રાપ્ત થાય એમ કરો, ત્યારે ધર્મરાજે પ્રસન્ન થઈ, તેમને તેમનાં નેત્ર આપ્યાં હતાં, તેજ પ્રમાણે તમને તમારાં નેત્ર પાછાં પ્રાપ્ત થાય એમ હું ઈશ્વરભક્તિ કરી જાચી લઈશ.

**દ્યુમતસેન**—તે પ્રતાપી પુરૂષોજ એવા અદ્‌ભુત બનાવોને યોગ્ય હતા; હું તેમના સરખો યોગ્ય નથી. મેં મારી પ્રજાને ગળે દાસપણાની સાંકળ ઘાલવાનો ગર્વ કીધો તેને લીધે પરમેશ્વરે મને નીચો પાડી ધૂળમાં અવતિયાં મારતો કીધોછે—મેં મારા પ્રમાણિક પ્રધાનોને પદભ્રષ્ટ કરી, ખુની અને લુચ્ચા લોકોને ભરૂસે રહી, મારી રાંક પ્રજાને પીડી, તેમની વેદનામાં સુખ માન્યું—ગાંડી ઘેલી રમુજો ને તુચ્છ પ્રકારનાં દુર્વ્યસનોમાં ગરક થઈ જવાથી ધીમે ધીમે બુદ્ધિબળ મંદ થતાં સાથે આંખોએ પણ અપંગ થયો; તેવામાં એકાએક શત્રૂ પ્રબળ થઈ મારા મેહેલપર ચઢી આવ્યા, એવી વખતે, બહાદુર

સત્યવાન, તારૂં શૂરાતન અને વીર્ય પ્રજામાં પ્રકાશાવી, તેં જગતને દેખાડી આપ્યું છે કે તું કેવા વીર પુરૂષોના કુળમાં ઉત્પન્ન થયોછે.

**સત્યવાન**—બનવા કાળ હતું તે બન્યું, પિતાજી, માટે હવે તેનો ખેદ કરે કરો અરથ સરવાનો નથી.

**દ્યુમતસેન**—ખરી વાત કહી, દીકરા, પણ તે વાત હવે મને બહુ સાલેછે. યોગ્યરીતે ક્રોધાયમાન થયલા દેવતાઓએ, યુદ્ધમાં તારાં પરાક્રમ અને સદગુણ સાક્ષાત જોઇને સાનંદાશ્ચર્ય પામવાથી, મને જોકે દૈવહીન રાખ્યોછે, તોપણ રણક્ષેત્રમાં તારા મહા પરાક્રમથી શત્રુઓએ પોતે છક થઇને, તારા યશનો જે ડંકો વગાડયો છે તે કાને સાંભળી, તેથી ઉત્પન્ન થતો આનંદ ભોગવી શકું એટલો ભાગ્યવાન, હજી તેજ દયાવાન ઈશ્વરની કૃપાથી, હું રહ્યો છું; માટે હું તેનો બહુ બહુ પાડ માનુંછું. હે પુત્ર દેવતાઓ તારા પ્રત્યે પ્રસન્ન રહો!

**સત્યવાન**—દેવતાઓ ઉપરજ આપણે વિશ્વાશ રાખવો જોઇએછે, ને ખાતરીથી માનુંછું, પ્રિય પિતાજી, કે તેઓજ આપણું રક્ષણ કરી આપણી ચઢતી કળા પાછી કરશે.

**દ્યુમતસેન**—મારા રાજ્યમાં કરેલા અઘોર પાપનો પશ્ચાત્તાપ કરવા પછે કદાચ દેવતાઓ ઉપર મારો વિશ્વાસ રહે, ને ત્યારેજ મારીથી મારા હાથ જોડી તેમની ભક્તિ કરી શકાય; પણ મેં સંખ્યાબંધ પાપ કરી, મારા જીવતરને જે ડાઘા લગાડ્યા છે તેનો પૂરો પશ્ચાતાપ કરી શકું એટલો મારા આયુષ્યનો વખત હવે બાકી રહ્યો હોય એમ મને ભાસતું નથી. સદાનો પાપી તો છુંજ, ને મને હમણા પણ એમજ લાગેછે કે સૃષ્ટિકર્ત્તા ઈશ્વરની ભક્તિ કરી શકું એવું મારૂં અંતઃકરણ સ્વચ્છ નથી. અંતઃકરણ સ્વચ્છ હોય તોજ ભક્તિનું સાર્થક; પણ જે હૈડામાં ઘણાંક પાપી કર્મોના કાળા ડાઘા પડેલા તેવાં હૈડામાં પરમેશ્વર વસેજ કેમ? સત્યયુગમાં લોકો ખરા ભાવથી ઈશ્વરભક્તિ કરતા ને તેથી ઈશ્વર તેમનાં હૈડામાં વસતો. પણ તેવા કાળના ભોળા મન સાથનો તેમનો ભક્તિભાવ આ સમયના લોકો ધરાવી શકતાં નથી, તેવે સમે ખરો ભક્તિભાવ મજસરખા એક દુરાચારીના મનમાં તે કયમ આવે! જેમ એક ગલીચ ને રોગિષ્ટ કીડો મિઠાં પાણીના તળાવમાં એકવાર પ્રવેશ પામ્યો કે તે પાણીને ઝેરી ને નાશકારક કરી નાખતાં વાર લગાડતો નથી તેમ અંતઃકરણમાં એકવાર

પાપબુદ્ધિ પ્રવેશ પામી કે જીંદગાનીના નિર્મળ ઝરાને એકદમ બગડી જતાં વાર લાગતી નથી.

**સત્યવાન**—પ્રિય પિતાજી, તમે છેક એમ અકળાઓ મા, જરા ધીર ધરી બેસો, તમારી વતી હું હરિસેવન કરીશ.

**દ્યુમત્સેન**—મારા પુત્ર તું શુદ્ધાત્મા છે, તારી શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના વિશ્વાસની પાંખ ઉપર સવાર થઈ ઈશ્વરદ્વારે જાયતો કદાચ તેથી રૂઠેલા દેવતાઓનો રોષ શાંત થાય ને અંધકારનાં અંધારાંમાં જે હું ગોથાં ખાઊંછું તેમાંથી મારો છૂટક થાયતો થાય, અને મારા આગળા દાહાડાની ખુશી ભરેલી યાદ પડી મારા મનનું સમાધાન વળે; માટે મોટે પરોઢીએ સૂર્યદેવના દર્શન થતાં, જગત આખું ઝગમગતાં વસ્ત્રોના શૃંગારથી દીપવા માંડે તે વેળાએ, મારા પુત્ર તું દેવ પ્રાર્થના કર; મારી શ્રદ્ધા જે ઉઠી ગઇ છે તે પાછી પામવાની હું આશા રાખી શકતો નથી, કેમકે નદીનાં પાણી તેના મૂળ આગળથી વેહતાં આગળ વધ્યાં જાયછે, પણ તે પાછાં મૂળ ભણી જતાં નથી; તો પણ હું એકાંત બેસી અંતઃકરણ સ્થિર રાખી, તું જે પ્રાર્થના કરે તે ઉપર એકાગ્રહ ચિત્ત રાખી મારા મનને કંઈક રીતે આશાભર્યું રાખુંછું.

**સત્યવાન**—ઠીક છે, પિતાજી હું તેમ કરીશ, પણ તેટલીવાર તમે તમારૂં મન મગન રાખો; આનંદથી તમારૂં વદન ખિલવા દો. અરે તમે ખુશાલ લાગોછ ખરા પણ જોઈ શકતા નથી! પેલી ઝાડીઓમાં તુલસીના છોડ વચ્ચેથી સૂર્ય અસ્ત પામતો દેખાયછે ત્યાં તમે થોડીવાર બેસો તેટલે હું આ પડોસ માહેલાં ઝાડો ઉપરથી થોડાંક વનફળ તોડી આણુંછું.

[તે જાયછે.

**દ્યુમતસેન**—ખરેજ! હું આ દશાને પુગીશ એવું મેં ભાગ્યેજ ધાર્યું હતું! હશે!:—

## પદ—ભૈરવીની ઠુમરી.

[મોરે સૈયાં કરે ચતુરાઈ રે—એ રાહ.]

કદી ગર્વ ન કરશો ભાઈ રે,
ગર્વથી હવી આ મારી દશા દુખદાઈ; કદી ગર્વ—ટેક.

ગર્વે મર્ણ પામ્યા મોટા મહારથી રીબાઈ રે,
લંકાપતીતણી ગતિ ગ્રંથમાં ગવાઈ; કદી ગર્વ.—૧.

રાંકડી પ્રજાશૂં કરી ગર્વે ક્રૂરતાઈ રે,
તેનાં ફળ ચાખુંછું આ પસ્તાઈ પસ્તાઈ; કદી ગર્વ.—૨.

રાજ ખોયૂં, તાજ ખોયૂં, ખોઇ મહતાઇ રે,
કાળ ચક્ર વક્ર ગતિ આજ સમજાઇ; કદી ગર્વ.—૩.
વિશ્વતણાં નેત્ર સૂર્ય સોમ સુખદાઇ રે,
મૂજ નેત્રે સદા કાળી રજની છવાઈ; કદી ગર્વ.—૪.

# પ્રવેશ ૨ જો.

[સ્થળ—વગડા માંહેલું એક ઝુંપડું.]

## માલવી.

**માલવી**—(છોકરૂં રડેછે તેને) ઓઓરે! આ પોયરાને તે શું કરૂં! જંપ વાળીને બે ઘડી સુતોએ પણ નથી. (રડવાનો મોટો સાદ) એ આવી, આવી! રડ મા મારા બાપુલ્યા! લે ચાલ (હીચકા નાખી) સુઈ જા મારો દીકરો કરૂં, નહીંતો હમણા પેલો બાહુક આવશે (અઉ અઉ) આ લે હું મારા દીકરાને હાલરડું ગાઊં! વેહેલો સુઈજા તો! મારે હજી તો ફુલ વિણવાને જવુંછે.

## હાલરડું.

સુવો સુવો બાવા ઘોઘર આવ્યા, ઢાંકણિએ ઢંકાતા આવ્યા—સુપડિએ સંતાતા આવ્યા, ચાળણી જેવડી દાલ

લાવ્યા—વાંસ જેવડા ચોખા લાવ્યા, વાદળ જેવડા રોટલા લાવ્યા—ઘંટી જેવડા પાપડ લાવ્યા, પૈસાનું ઘી લેતા આવ્યા—હાલો હાલો. પૃથ્વીની પતરાવળ કીધી, સાગરનો તો પડીઓ કીધો—ધોધર સઘળા જમવા આવ્યા, કુત્તાને પાણિયે નહાતા આવ્યા—સૌહુ મળીને જમવા બેઠા, જમતાં જમતાં વઢી પડયા—વઢતાં વઢતાં કોડી જડી, કોડી લઇને ગાયને બાંધી—ગાયે મને દૂધ આપ્યું, દૂધ લઇને મોરને પાયું—મોરે મને પીછી આપી, પીછી લઇને રાજાને આપી—હાલો હાલો. ઓ પેલા ચાંદાની માને કહિયો ધાવે, બેહેરો કેહજે બચ બચ બોલે—આંધળો કેહજે જોવા જઇએ, લંગડો કેહજે દોડતા જઇએ—નાગો કેહજે નારે ભાઇ લુટાઇએ, પાડો દૂજે ને ભેંસ વલોવે—મીનીબાઈ બેઠાં માખણ તાવે—હાલો હાલો. આવો રે મીનીબાઈ આવું છઊ રે, મારા કીકાભાઈના પાથરણાં પાથરૂંછું રે—ઊંચા ઘરની નીચી બારી, છોકરાં પરણ્યાં ને મા કુંવારી—જુઓરે લોકો વાત વિચારી—હાલો હાલો. હાલ વાહાલ ને હુવા, લાડવા લાવશે ભાઈના ફુવા—ફુવાના તો ફોક, લાડવા લાવશે ગામના લોક—લોકની શી પેર, લાડવા કરીશું આપણે ઘેર—ઘરમાં નથી ઘી ગોળ, લાડવા કરીશું રે પોર—હાલ્ય, હાલ્ય. તારૂં રક્ષણ જગદીશ કરજો,

તારા વેરી તે ફાટી મરજો—હાલ્ય, હાલ્ય. ભાઈ મારો ડાહ્યો, પાટલે બેસી નાહ્યો—પાટલો ગયો ખસી, ભાઈ ઉઠ્યો હસી—હાલ્ય, હાલ્ય. ભાઈ મારો અટારો, ભાઈને ઘી ને ખીચડી ચટાડો—ખીચડી રહી લુખી, ભાઈના પેટમાં રે દુખી,—હાલો હાલો. ભાઈના હાથે ને પગે કલ્લાં સાંકળાં, માથે મગીયા ટોપી—અતલસના અંગરખા રે, તેને બખીએ બખીએ મોતી—ભાઈ મારાના મુખડાં રે, હું તો ફરી ફરીને જોતી—ભાઈ ભાઈ હું તો કરૂં, ભાઈવના ઘેલી ફરૂં—હાલો હાલો. ભાઈ મારો રમતો, શેરીએ શેરીએ ભમતો—શેરીએ શેરીએ દીવા કરૂં, ભાઈ રમે ને હું જોતી ફરૂં—ભાઈ મારો એવડો, શેરડીના સાંઠાં જેવડો—શેરડીને સાંઠે કીડી, ભાઈના મુખમાં રે પાનની બીડી—મારા ભાઈને કોઈ તેડે, તેને લાડવા બાંધુ ચારે છેડે—ભાઈ તે મારો ડાહ્યો, વાત કરીને વાહ્યો—હાલ વાહાલ ને હલકીયાં, ભાઈને ઘોડીએ રમે ચલકીયાં—ચલકીયાં ઉડી ગયાં, ભાઈનાં દુખડાં લેતાં ગયાં—હાલ વાહાલ ને હલકી, ભાઈને બારણે વાવું ગલકી—ગલકીના છોડ છે રાતા, ભાઈના મોસાલીયાં છેરે માતાં—માતાં થઈને આવ્યાં, આંગલા ટોપી રે લાવ્યાં—આંગલાં ટોપીએ નવ નવી ભાત, ભાઈ રમશે દહાડો ને રાત—હાલો હાલો. મોસાળમાં મામી છે ધુતારી રે બાવા, આંગલાં ટોપી

લેસે ઉતારી—ગોરી ને રે ગોરી, ભાઈનેસારૂ મોટી પાળ રે વોરી—પાલનો વાંસ છે પોલો, ભાઈની મામીને લઈ ગયો કરણ ગોલો—ભાઈરે ભાઈ, મહારાજાનો જમાઈ—રાજાની કુંવરી કાળી, ભાઈએ જાન પાછી વાળી—રાજાની કુંવરી ગોરી, ભાઈએ વેહેલો પાછો જોડી—ગોરી ગાયના દુધ, ભાઈ પીશે ઉગતે સુર—ભાઈ માડીને છે કાળો, ભાઈ મામાને છે વાહલો—હાલો હાલો. (બાળકને મીઠી લેહ-રમાં ઊંઘી ગયલું જોઈ) હવે એ સુ તો ખરો—ચાલ હવે જઈને થોડાંક ફુલ વીણી આણું.

[તે જાએછે.

---

## પ્રવેશ ૩ જો.

[સ્થળ—અરણ્યમાં દાજીડા તથા ભીલડા નામના પિંડારાઓ સહિત વાલ્મિક પ્રવેશ કરેછે.]

### લાવની—રાગ પોલુનો જીલ્લો.

[કાલી ઘટા કોહર બન છાંરી એ રાહ.]

પિંડારા—

સંગ મીલ ચલો પિંડારે, આજ હીતસે બન મજધારે.

દાજીડો—

બાંધ ઢાલ છુરી તલવારે, સંગ સાથ સભી હથીઆરે.

ભીલડો—

સજ શસ્ત્ર શૂરે સરદારે, તીર કમાન ગુલર કટારે.

બધા સાથે—(ઝુલ)

તલવારતો ચમ ચમ ચમકે,
જયસી આભમે દામની દમકે;
ચલો ભાઇ સબહી રમરમકે,
આજ પીએ મદીરા ખુબ, કષ્ટ જાએ દુખ,
મીલે જર પ્યારે—સંગ મીલ—૧.

દાજીડો—

રાવણકી કહાં મકદુર હય, સેવક વાસે રણ શૂર હય.

ભીલડો—

મોપેં વાર પરી ઔર હુર હય, અબછરા દેખ મજબુર હય.

વાલ્મિક—(ઝુલ)

જાકી સુરત દેખો તો ઉલ્લુ,
ઔર જીસમ દેખો તો ચુલ્લુ;
હીંમત દેખો તો મલ્લુ,
થે મુવો હોતો રણશૂર, બૈઠ રહે દૂર,
રહો હુશીઆરે—સંગ મીલ ચલો—૨.

દાજીડો—

કોઇ આન ફસો બાટોહી, ઉનહે મારત હે, મોહી મોહી.
કર બાંધ રસનસે દોહી, મન ઇચ્છા પાવત સોઈ.

ભીલડો—(ઝુલ)

ચે કાર મોરો હરદંમકો,
આધીન હય અપને કરમકો;
જાને કાહા લજ્જા શરમકો.

વાલ્મિક—

લીખો અપને હરને જોઇ, કરત હય સોઇ,
ચયન કરારે—સંગ મીલ ચલો—૩.

દાજીડો—

ભાદોકી ભવન ભરપુર હય, બનમાહી રહા કુક મોર હય,

ભીલડો—

પીયુપીયુ મચાવતશોર હય, બીન પીયુકે હોગઇભોર હય.

વાલ્મિક—(ઝુલ)

ઘન ગરજે ઘટા ખુબ છાંઇ,
તનકો આગઇ હયરાંઇ;
કહા રામને બાત બનવાઇ,
ઝડી ઝડ રહી ઝર ઝર, બાદર કર કર,
મચાવત નારે—સંગ મીલ ચલો—૪.

દાજીડો—અલ્યા ભીલડા, તારાં પગલાં નેહેસ ખરાં! જેવારથી તું અમને આવી મળ્યો છે તે વારથી કડકા કડકી ચાલવા માંડી છે.

ભીલડો—ભા, આપવીતી કહોછો કે શું? હમારાં પગલાંતો
૫ નેહેસ નહીં પણ સેહેસછે—હમારા ભળવા પછે તો પાંચ પૈસાનું સારૂં મોડું જોવા લાગ્યા છો! સમજ્યા!

**વાલ્મિક**—હવે તમે લોક આમ પંચાતીજ કરયાં કરશો કે કંઈ દાવ સાધશો? આજ આટલાં આટલાં વરસ થીયાં વાટ પાડુનો ધંધો કરીએ છીએ પણ ભવની ભાવટ ટળે એવો દલ્લો હાથ લાગતો નથી; વેળાએ તો ભુખે મરવા જેવું પણ થાયછે. ઘરમાં બાયડી છોકરાંનો કકલાટ સંખાતો નથી. કોઈ એકાદ નગરીનો રાજા કે મોટો શ્રીમંત મળી જાય તોજ સજ્જડ તડાકો પડે ને જન્મનું દળદર ફિટે; અમથા આમ આખડયા કરેથી કશો શુક્રવાર થતો નથી, ગઈ કાલથી મારી જમણી આંખ પણ ફરકવા માંડીછે. જોઈએ હવે શું થાયછે તે. [એટલામાં પક્ષીનો સાદ સંભળાયછે તેને સારા શુકન થયા માનેછે.]

[સાવિત્રી નારદ સંગાથે પ્રવેશ કરેછે.

અલ્યાઓ! તમે હવે અહિંથી નિકળી જાઓ! હવે કંઈ તડાકો પડે ખરો! બિલ્લુ સજ્જડ દેખાયછે! (નાગી તલવાર સાથ તેમનાં અંગપર ધસી જઈ) એ ભાયા પાસે જે કંઈ હોય તે એકદમ મને સોંપી દો—હાથમાં જે વીણા છે તેપણ નીચે મૂકો ને તમારાં ને તમારી સાથવાળીનાં લુગડાં ઉતારો, નહીંતો તમારૂં માથું વઢાયુંજ જાણજો. [તલવાર ઉગામેછે—નારદ મંત્ર મારવા જેવું કંઈ ચિન્હ

કરી 'છૂહ' કરેછે—ઉગામેલી તલવારવાળો વાલ્મિકનો હાથ જાણે રહી ગયો હોય એમ થોડીક વાર સુધી ઉભો થઇ રહેછે.]

**નારદ**—બારવટિયા ભાઈ, તમે જરા ધીર ધરો. અમારાં માથાં વાઢવા જેટલો શ્રમ લેવાની કશીએ જરૂર નથી; અમારી પાસે જે કંઇછે તે સર્વસ્વ અમે તમને ખુશીથી આપી દેવાને તૈયાર છઇએ; પણ તેમ કરવા પેહેલાં મારે તમને માત્ર એકજ પ્રશ્ન પુછવો છે તેનો ઉત્તર આપો ને પછે તમારે ગમે તે કરો; જોઇએ લુંટો—અથવા બીજી રીતે ઉપદ્રવ કરો અથવા જોઇએ તો અમારા પ્રાણ પણ લો.

**વાલ્મિક**—એ જોગટા, બકબક કરતો રહે ને બોલ, વેહેલો બોલ! અમથો ધુરપત ન કર! તારે શું પુછવું છે તે પુછ! જાણતો નથી કે ઘડીની વચમાં માથાંથી ધડ છૂટું પડી જશે!

**નારદ**—તે ભલે છૂટું પડે! મારો પ્રશ્ન એટલોજ છે કે આ બારવટાના હરામ પેશાથી તમે જે કાંઈ પેદા કરોછો તે બધું તમારે એકલાનેજ અંગે તો લાગતું નહીં હશે—અલબતાં તમારા સગાં સ્નેહીઓ ને ઇષ્ટમિત્રો પણ તેનો

લાભતો લેતાં હશેજ—તો હવે પુછવાનું એ કે તમને તમારા આ પાપી કરતુકની જ્યારે શિક્ષા થશે ત્યારે તે તમે એકલાજ સહન કરશો કે તેમાં પણ તે તમારા સગાં સ્નેહીઓ અને ઈષ્ટમિત્રો ભાગિયાં થશે? તમે આટલી બધી આપદા વેઠી, માથે પાપના પોટલા ચઢાવી, તમારા જીવતરનો નાશ કરી, તમે જે કાંઈ આવક કરો તે ખાઈ જનાર પાંચ પચીસ જણ છતાં, યમરાજાના કોપના તો તમે એકલાજ ભોગ થાઓ કે? જો એમ હોય કે તમારા પાપની શિક્ષામાં પણ તેઓ ભાગ પડનાર હોય તો પછે જેમ ભલું સુજે તેમ કરો; પણ જો તેમ ના હોય તો પછે વિચારી જુઓ કે પાંચ પચીસ જણના લાભ માટે તમે એકલાએ આટલો મોટો ભોગ આપી આ નીચ ને પાપી ધંધો ચાલુ રાખવો યોગ્ય છે કે નહીં.

**વાલ્મિક**—મેં આજલગી એવાં ઘણાંએ કામ કર્યાં છે, ને ભલભલાઓને લુંટી ઠાર કર્યાછે પણ આવો પ્રશ્ન તો અત્યારસુધી મને કોઈએ પુછયો નથી; અને જ્યાંસુધી એવો પ્રશ્ન પુછાયો નોતો ત્યાંસુધી મને તેનો કશો વિચાર પણ નોતો આવ્યો; પણ હવે જ્યારે એ પ્રશ્ન પુછાયો છે, ને મુને પણ તે વ્યાજબી લાગેછે, ત્યારે મારે તે વિશે મારા સગાં સ્નેહીઓ તથા ઈષ્ટમિત્રોને પુછવું તો

જોઈએ; પણ ભાઈ હું પુછવા જાંઉં એટલામાં આપ પોબારા ગણી જાઓ તો ?

**નારદ**—ના; હું તને વચન આપી કહુંછું કે તું પાછો વળે ત્યાંસુધી હું આ સ્થળમાંજ બેશી રહીશ; લે આ મારૂં વચન ને નિર્ધાસ્ત જઈ પુછી આવ.

**વાલ્મિક**—(વચન લઇ) ત્યારે ઠીકછે, હું જઈ આવુંછું, પણ સંભાળ રાખજો-વચન ભૂલાય નહીં.

[ તે જાયછે.

**સાવિત્રી**—મુનિરાજ આપે પણ તોડ તો ઠીક લગાવ્યો ! લુચ્ચાના હાથથી સટકી જવાનો લાગતો ઠીક સાધ્યો !

**નારદ**—સાવિત્રી, તેમ નથી. મેં તેને છળીને મોકલ્યો નથી. મેં શુદ્ધ અંતઃકરણથી તેને સન્માર્ગ દરસાવ્યોછે, ને મને પુરતો ભરોસો છે કે આથી એની સુધબુધ ઉઘડશે ને સત્સંગનો લ્હાવો લીધાથી, તેને પોતાના પાપી કર્મોના મહા પાપનો વિચાર આવશે, જેણેકરીને તે તેથી હાથ ઉઠાવી સન્માર્ગે વર્તશે; પાપીઓ અને દુરાચારીઓ જે પાપો ને દુષ્ટ કર્મો કરેછે તે ઘણીવાર અજ્ઞાનપણે કરેછે; એ કામો ખરેખર પાપિષ્ટ છે એમ સમજીને ઘણા થોડાજ કરેછે, માટે એવાઓને જો ઠેકાણે આણવા હોય

ને તેમની પાસે પાપી માર્ગ ત્યાગ કરાવવો હોય, તો તેમને સુબોધ આપી સત્સંગ કરી આપવો જોઈએ.

## રાગ—ભૈરવી.

### સાખી.

(મોહે બાંકે નૈન ખંજરસે લગાય ગયોરે—એ રાહ.)

નારદ—

સતસંગત જગતસુખકારીરે;
એ વિના ન દિસે કાંઈ જનદુખહારી.
સતસંગત. ટેક.

મહિમા સતસંગતતણો, ગાયે વેદ, પુરાણ;
પૂર્વ જન્મનાં પુન્યથી, મળે જગતમાં જાણ.
સતસંગત. ૧.

સાવિત્રી—

સતસંગત પરતાપથી, દુષ્ટ સજન થઈ જાય;
પારસકેરા સ્પર્શથી, કનક લોહ તે થાય.
સતસંગત. ૨.

નારદ—

જપ તપ તીરથ વ્રતથકી, જે જે શુભ ફળ થાય;
સતસંગત ફળ તે થકી, જનમાં શ્રેષ્ઠ ગણાય.
સતસંગત. ૩.

સાવિત્રી—

અમૃત પ્રાશન જે કરે, અમર તેહ બનિ જાય;
સતસંગતથી ભવતણા, તાપ ત્રિવિધ દુર થાય.
સતસંગત. ૪.

નારદ—

સતસંગતથી મનુષને, ઉપજે નિર્મળ જ્ઞાન;
પ્રભુપદ પ્રીતી પ્રગટતાં, પામે પદ નિર્વાણ.
સતસંગત. ૫.

સાવિત્રી—

સતસંગતવણ મનુષથી, ભવસાગર ન તરાય;
સહુ સાધન શિરમણી ખરો, તે સતસંગ મનાય.
સતસંગત. ૬.

નારદ—

સતસંગતથી નીચ પણ, પામે અતિ સન્માન;
સુમનસંગ કિટ દેવને, મસ્તક ચઢે પ્રમાણ.
સતસંગત. ૭.

સાવિત્રી—

સતસંગત સરિતાવિષે, કરતાં નિત નિત સ્નાન;
મનમળ સહુ ટળિ જાય ને, ત્રૂઠે શ્રી ભગવાન.
સતસંગત. ૮.

[વાલ્મિક પ્રવેશ કરેછે.

વાલ્મિક—(નમન કરીને) મહારાજ! મુને મુક્તિ મળવા જેવી આપે આજ દીક્ષા દોધીછે—સગાં સ્નેહીઓ અને

ઈષ્ટમિત્રો બધાં એમજ કહેછે કે "અમારે શી પડીછે કે
"તારા પાપમાં અને તારી સજામાં અમે ભાગ પડાએ!
"અમે ક્યાં કહીએ છીએ કે તું કાળાં ધોળાં કરીને
"પૈસા લાવ! પરણ્યાને પાળે ને મૂવાંને બાળે તેમાં
"સપાડું કોહનાપર કરે." તેમના આવા ઉત્તરથી હું
નિરાશ થયોછું મહારાજ! ખરેખર હું જે આ બધી
વેઠા કરૂંછું તે મારે એકલાને માટે તો નથીજ—લોકો
લીલા વનના સૂડા છે. ને દુઃખના સંગી થવા માંગતા
નથી ત્યારે મારે હવે પોતાને વિશે વિચાર કરી કોઈ
સાચો સંગી શોધવો જોઈએ.

નારદ—મેં ધારયું હતુંજ કે તને કંઈ સમજ પડશે ખરી,
ને તને તેમ સમજ પડીછે એથી હું બહુ સંતોષ
પામુંછું. જો સાંભળ:—

## ધોળ.

મનુષ દેહ ધરીને મૂરખ, કહે શી કરી કમાણીજી;
શ્વાનતણી પેરે ફરતો ડોલ્યો, બોલ્યો મિથ્યા વાણીજી.
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળિયોજી;
નરતનનું માતમ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળિયોજી.
માત, પિતા, સુત બંધવ, મેરી, અંતે નહિ કોઈ તારાંજી;
આવરદા હરવાને કાજે, સર્વ મળ્યાં ધૂતારાંજી.

સગાં કુટુંબી સર્વ મળીને, લૂશી ચૂશી લીધોજી;
છેલ્લીવારે સ્વારથ સાધી, જમને હાથે દીધોજી.
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશેજી;
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કાંઇ ન માણ્યો કહેશેજી.

**વાલ્મિક**—મહારાજ! આપના બોધથી મારી આંખો ઉઘડી છે ને મેં આજવેર કરેલાં અઘોર પાપોનો મને બહુ ખેદ થાયછે, હવે કૃપા કરી મારો ઉદ્ધાર થાય એવો કંઈ રસ્તો દેખાડો.

**નારદ**—અજ્ઞાનપણે કરેલાં પાપો વિશે સમજ પડતાંજ તેનો જ્યારે પામર જીવને ખરો પશ્ચાતાપ થાયછે ત્યારે ઈશ્વર તેને ક્ષમા કરેછે, માટે હવે તારે જો ખરેખરો માર્ગ પકડવો હોયતો આજથી રામ નામનો જપ કરચાં કર.

**વાલ્મિક**—હું તેમ કરવાને તૈયાર છું; આપે કયા નામનો જપ કરવા કહ્યો ને તે કેમ કરવો વારૂ?

**નારદ**—આમ આવ (એકકોરે લઈ જઇ) હું તને એકાંતમાં જે મંત્રોપદેશ કરૂંછું તે પ્રમાણે જપ કરચાં કરજે. (હળવેથી જાણે કાનમાં કહેતા હોય તેમ) રામ! રામ! રામ! રામ! (એમ પાંચ સાત વાર ઝડપમાં બોલી જાયછે.)

**વાલ્મિક**—મરા! મરા! મરા! મરા! મરા! મરા!

**નારદ**—જોયુંને સાવિત્રી, આ બાપડાનો જન્મ આખો મારવા ને મારવામાં જવાથી રામ રામ બદલ તેને મ્હોડેથી મરા મરાજ બોલાયા કરેછે!

**સાવિત્રી**—કેહેણીજ છેની કે જેવો સંગ તેવો રંગ.

**નારદ**—કાંઈ નહી, એતો એના મનમાં રામ વસ્યા કેડે સહુ ઠીક થશે. (એમ બોલી વાલ્મિકને ખીચોખીચ એક ઝાડીની અંદર બેસાડી ઉપર પાત્રાં વગેરે ઢાંકી દીધાં ને ફરીથી તેને રામનામનો મંત્ર જપ કરવા આપીને કહ્યું કે આ મંત્રના જપથી તારો ઉદ્ધાર થઈ તારી બુદ્ધિ એવી રીતે પ્રકાશિત થશે કે આખા વિશ્વમાં પ્રસિદ્ધ એવો એક ગ્રંથ રચવાને તું સમર્થ થશે. એટલું બોલી સાવિત્રી સહિત પોતે ત્યાંથી ચાલતા થયા.)

---

# પ્રવેશ ૪ થો.

[સ્થળ—જંગલ-ધુમતસેન પોતાની પર્ણકુટીમાંથી હળવે હળવે બહાર આવેછે.]

**પદ—રાગ ભેરવી.**

**ધુમતસેન**—

હરી માહારૂં અંતર શુદ્ધ કરો રે,
હરિ મ્હારી નિર્મળ બુદ્ધ કરો રે.—ટેક.

હરી મુને પ્રપંચ વિસરાવો રે,
મુજ મન નિજ છબી લોભાવો રે. હરિ.—૧.
હરી હું ભાવૂં એહવો કરો રે,
હરી મ્હારા તનમનતાપ સમાવો રે. હરિ.—૨.
હરી મ્હારી દુરમતિ દુર કરો રે,
અંતર ભકતી ભાવ ધરો રે. હરિ.—૩.
હરી નીજની લીલા દરસાવો રે,
નિશ દિન સત સંગતી ભાવો રે. હરિ.—૪.
હરી માહારૂં ચિત ચરણે રાખો રે,
દયો તમારો શ્રીમુખે ભાખો રે. હરિ.—૫.

[તે પર્ણકુટી ભણી વળેછે-માલવી પ્રવેશ કરેછે.

## કાલીંગડા—લાવની.

(હુંતો ગામડેની ગોરી—એ રાહા.)

માલવી—

હું તો ફુલ વિણવા ચાલીરે,
પારવતીછે માતા મારી બાપો વનમાળી-હુંતો.
કુકરાજી પતરાજી ચેંચી ઠાલી,
ટાળીચ સરવે સત્યતા નિત ઝાલી,
નીતિ રીતિ ચીતી, પ્રીતિ પાળી,
દાતાને વાલી, એક ગણવો દાતાને વાલી-પારવતી.

ચટણી રોટી મીઠું, મીઠું ભોજન,
રાજી રાજી, છે સુખી જો તન મન,
વાડી ગાડી મહેલ હવેલી આ વન,
જુઓ નિહાળીને, સઉ કોઈ જુઓ નિહાળી-પારવતી.

[ભાણકી પ્રવેશ કરે છે.

**માલવી**—વાહરે! ભાણકી વાહ! આટલા દહાડા થીયા તું કીકા સંતાઈ રહેલી જે?

**ભાણકી**—હું તો મારે મહિરે ગીએલી; તેની તો કેથો ખબરજ નીમળે ને વરી પૂછે શું જે?

**માલવી**—અલી! ત્યારે આપણાં ગામની કાંઈ તેવી જાણવાજોગ ખરખબર તો કહે.

**ભાણકી**—અરે જાણવાજોગ ખબર તો ઘણીએ છે, સે હાંભળ, કહું:—

## કુદ્દણીયું ગીત.

હાકરિયા કુઈ પાણી ગઈતી, અલી બેનકી;
હાકરિયા કુઈ પાણી ગઈતીરે લોલ. ૧.
ઘડો કુટયો ને શેર વસૂટી, ઓ બેનકી;
ઘડો કુટયો ને શેર વસૂટીરે લોલ. ૨.
કુંભારને ખોડ ખાતર, અલી બેનકી;
કુંભારને ખોડ ખાતરરે લોલ. ૩.

લોટકું ને શકોરૂં કાઢયાં, અલી બેનકી;
લોટકું ને શકોરૂં કાઢયાંરે લોલ. ૪.
હોનારિયે હુખડાં ખાધાં, અલી બેનકી;
હોનારિયે હુખડાં ખાધાંરે લોલ. ૫.
દારૂ પીધો ને દંડ લીધો, અલી બેનકી;
દારૂ પીધો ને દંડ લીધોરે લોલ. ૬.
પખાલીનો પોઠિયો સુટયો, અલી બેનકી;
પખાલીનો પોઠીયો સુટયોરે લોલ. ૭.

[ભાણકી કુદતી કુદતી જાયછે—રાજકુંવરી સાવિત્રી પ્રવાસીનાં સાદાં વસ્ત્ર પેહરીને પોતાના ડાબા હાથમાં એક સોનેરી ફળ લઈને નારદ સંગાથે પ્રવેશ કરેછે.]

**સાવિત્રી**—કહેશો બાઈ, કે આ વનમાં કોનો વાસછે?

**માલતી**—(બેદરકારીથી) અહીં બાપુ કંઇ વાસબી નથી ને ઘાસબી નથી!

**સાવિત્રી**—બાઈ, હું એમ પુછુંછું કે અહીં કોનો પડાવછે?

**માલતી**—અહીં પડાઉ ને મછવા શાના હોય! પડાઉ મછવા તો દરીઆમાં હોય!

**સાવિત્રી**—ના ના, ભોળી બાઈ, હું પુછુંછું કે અહીં કોણ રહેછે?

**માલવી**—(એક બાજુએ) ત્યારે એમ પાધરૂં ભસી મરી-
એકેની! અહીં તો હમે રહીએ! આ સામી ઝુપડી મારા
વનમાલી બાપાની છે! તીમાં હમે બધાં સાથે રહીએ!

**સાવિત્રી**--આ સ્ત્રી તો બહુજ બેહેકે છે, નહીં વારૂ, નારદજી?

**માલવી**—હું કંઈ બેહેકતી બેહેકતી નથી; એ તો આ
છાબડીમાં જે ફુલો છે તે બેહેકે છે!

**સાવિત્રી**—(લગાર હસતે વદને) બેહેકતી નહીં તો બટક
બોલી તો છેજ!

**માલવી**—બતક કોણને કેહેતી ઓશો! કંઈ જનાવર બ-
નાવર દીઠેલું કે શું? હમેતો મનખ છિયેં! મનખ!
સમજેલાં!

**નારદ**—હા, છોડી, હા, હમે પણ જાણીએછ કે તમે લોકો
માણસ છો-હમે કયાં કહીએછ કે તમે જનાવર છો!
હું ધારૂંછું કે તમારો કુટુંબ પરિવાર તો બહુ મોટો હશે;
તારે કેટલાં ભાઈ બેહેન છે વારૂ?

**માલવી**—એ એમ શું કરતો ઓશોજે! લોકને ઘેરનાં
પોયરાં શાનાં ગણવા આવેલો! બાપુ! પોયરાં ગણીને
કંઈ વેરો બેરો લાખવા માંગે કે શું?

**સાવિત્રી**—ના, બ્હેન, ના, તું ધારેછે તેવું કશું નથી; ગરીબ બીચારી!

**માલવી**—એ આતે કેવાં કૌતક ઓશે! એ તો કેથાં ઘેર બેઠાં ધરો લેવા આવેલાં! બીચારી કોણને કેહતી ઓશે? હમુને કંઈ લાચાર બેચાર દીઠેલાં કે શું! હમે હમારે સુખી ઘેરનાં સુખીયારાં લોક! બાઈજીએ પીજીએ ને મોજ મઝા મારીએ! કોઈના બાપનું દેવું બેવું કીધેલું કે તું મને બીચારી કેહે!

**સાવિત્રી**—બાઈ તારી બોલી ચાલીપરથી માલમ પડેછે કે જેમ તું ડાહી ને ભોળી છે તેમજ તું આકરી ને ઉદ્ધત પણ છે. તું એમ જરાજરામાં તપી માં જા; હમે કોઇ પણ પ્રકારે તારૂં મન દુખવવા આવ્યાં નથી; હમે પ્રવાસી લોક છૈએ-અગરજો હમારા અત્રે આવવાથી તને કશી વાતે કચવાણ થતી હોયતો આ હમે ચાલ્યાં જઇયે છૈયે!

**માલવી**—ત્યારે તો સીધે સલુખે અમોલાં અમોલાં જેવાં આએવાં તેવાં ચાએલાં જાઓ.

**સાવિત્રી**—હા, બ્હેન, આ હમે ચાલ્યાં જઇયે છૈયે પણ કૃપા કરી આટલું તો કહે કે પેલું દૂર જે ઝુપડું દેખાયછે તેમાં કોણ રહેછે?

**માલવી**—હેલા સામી કોરે વગડામાં!

**સાવિત્રી**—હા, પેલી પેલી જે ઝુપડી દેખાયછે, તેમાં કોણ રહેછે?

**માલવી**—તેમાં તો પેલો ધુમસેન રાજા ને તેનો પોયરો સત્યવાન રહે. બીચારાં ઘણાંજ ભલાં મનખ! મરતાંને મર ન કહે એવાં! પોયરો એવોછે, બાઇને કહું કે! બસ ને બસ!

**સાવિત્રી**—(નારદને) ચાલો ત્યારે આપણે ત્યાં જઈયે.

**નારદ**—હા, ચાલો, જઈયે, ધુમતસેનના દર્શન તો લઇયે.

**સાવિત્રી**—ને સાથેજ સત્યવાનના દર્શન પણ થશે. પ્રવાસમાં સાંભળેલા એમના વૃત્તાંત ઉપરથી એ બાપ દીકરાને મળવાને મારો જીવ ટમટમ્યાજ કરતો હતો; તો ઠીક થયું કે આપણે અહીં આવી પોહોંચ્યાં.

[તેઓ જાએછે.



# પ્રવેશ ૫ મો.

[સ્થળ—દ્યુમતસેનની પર્ણકુટી પાસેની જગ્યા.]

સાવિત્રી તથા નારદ.

**સાવિત્રી**—અરે આ કેવું આશ્ચર્ય!! મને સમજ પડતી નથી કે એ શું થાયછે! જાણે કોઇએ જોરથી બાઝીને પકડયા હોય એમ મારા હાથ ધ્રુજેછે; મુનિરાજ કહેશો કે એમાં શો ભેદ છે?

**નારદ**—પ્રિય સાવિત્રી મને એ તો રાજ્યવિવાહના શુભ ચિન્હો ભાસેછે, પણ વિમાસણ થાયછે કે ન્હાસી આવેલા પદભ્રષ્ટ થયલા અંધ રાજાના પુત્રનો તે કયા રાજયમાં થાગ લાગવાનો હતો!

**સાવિત્રી**—મારૂં ડાબું અંગપણ ફરકેછે!

**નારદ**—સાવિત્રી આ જગ્યા તુજ સરખો કન્યાના મહિમા માટે કેવળ અયોગ્ય છે. આ જોની કેવું કંગાલ ઝુપડું—ચાલો આપણે આગળ વધી કોઈ બીજી જગાએ જઈએ.

**સાવિત્રી**—ના, મુનિરાજ, બીજી જગાઓ કરતાં આ જગા મારા મનને અધિક આનંદ પમાડેછે. સત્યવાન વિશે જે વાતો આપણે સાંભળી તે સઘળાંનું મને ઉપરા

ઉપરથી સ્મરણ થવા માંડેછે. પોતાના આંધળા પિતાને માટે એક લડાયક યોદ્ધાપેરે સત્યવાને યુદ્ધ મચાવી જે રાજ્યપરાક્રમ કરયું તે શું આપણે સાંભળ્યું નથી? તેનું રાજ્ય દ્રવ્ય ગયું તો શું થયું? તે રાજ્ય દ્રવ્યહીન થયો છતાં તેનું મહાત્મ્ય હજી જેવું ને તેવુંજ છે. તેના ભાગ્યવાન પ્રતિસ્પર્ધીનું ભવ્ય રાજમંદીર અને હથિયારસજિત તેની સેનાનો ઠાઠ આપણ જોઈ શકીયેંછિયે, પણ તેના સદગુણો કશા જણાતા નથી. ઘણાક રાજકુંવરોનો ઠાલો ઠાઠમાઠ જોઈ હું અંજાઈ ગઈછું ખરી, પણ મ્હારૂં મન જો કશાથી મોહ પામ્યું હોય તો તે માત્ર તેમનાં પરાક્રમી મહત્કૃત્યોનાં વર્ણનથી પામ્યું છે. હું એક પરાક્રમી રાજાની પુત્રી છું, અને મને સાહસ કર્મ બહુ ગમેછે; રાજ્ય પદ જવાથી સત્યાવાનનું પણ કંઈ ગયું નથી; કોઈપણ પ્રકારે નિરાશ થયાવના, તે આ ઠેકાણે તપોવનમાં વાસ કરી, ભક્તિભાવનાં કૃત્યો પાછળ મંડ્યો રહી, પોતાનો દહાડો ફરવાની ઉમંગભેર વાટ જોતો ભટકેછે.

**નારદ**—છોડી તું બહુ આકળી થાયછે તે ઠીક નહી; આકળાપણામાં કરેલાં કામો બહુ માઠાં નિવડેછે. મને ભય લાગેછે કે તું કોઈ મોટી આપદામાં આવી પડીશ.

**સાવિત્રી**—મુનિરાજ, જે અર્થે હું પ્રવાસ કરવા નિકળીછું તે અર્થ સરવા જેવો સમય આવે ત્યારે તમે આમ વિઘ્ન નાખો તો પછે આપણા પ્રવાસનું પ્રયોજન શું?

**નારદ**—છોડી હું વિઘ્ન નાખતો નથી, પણ વિઘ્ન ટાળવાના યત્ન કરૂંછું. પરિપૂર્ણ વિચાર કર્યાવના તું એકદમ ઝંપલાવવા માગેછે, પણ તને અનેક આપદાઓ વેઠવી પડશે તેની મને ચિંતા થાયછે.

**સાવિત્રી**—નારદજી, એ તમારી ચિંતા કેવળ મિથ્યા છે; પ્રભુનાં કામ પ્રભુ કરેછે; પ્રભુની કૃપાછે તો પછે ચિંતા શાની? કહુંછું તે સાંભળો:—

### પદ—રાગ—રામગ્રી.

જેને સહાય શ્રી કૃષ્ણની, તેતો સૂખમાં મ્હાલે,
વૈર પડે બાધા વિશ્વસું, કોઇનું કાંઇ ન ચાલે.
જેને—૧.

દોષના ગૂણ માને હરી, જેને કીધો પોતાનો,
વ્હાલથી વાંક વસે નહી, એ સ્વભાવજ માનો.
જેને—૨.

અવળું તે સહુ સવળું ઠરે, માધવની મેહેરે,
ભકત ગણે લક્ષણવિના, પાંડવની પેરે.
જેને—૩.

કૃષ્ણકૃપા થઈ તે થઇ, ફરી જાય ન ફીટી,
ભાંતી પટોળ રંગ ચોળની, જયમ કરતલ લીંટી.
જેને—૪.

નિજ જનમતી હરી હાથમાં, ગમતું હોય તે કરાવે,
જંત્રની જુગતી જંત્રીનીજ છે, દોષ શી પેરે લાવે.
જેને—૫.

સહુ વાતે સમૃથ હરી, વાણી વેદે અલાપી,
તદપી અહિત નિજ ભકતનું, હરિથી થાય ન કદાપી.
જેને—૬.

સત્ય સંકલ્પ શ્રી પતીરે, સદા સત્ય છે વાણી,
તદપી અગાધ ગતી અકળ, કોથી જાય ન જાણી.
જેને—૭.

કૃષ્ણ કૃપા ઘણી દેખીને, જનને છાકી ના જાવું,
દયા દીનતા મુકતાં, પડે ગોથું રે ખાવું.
જેને—૮.

**નારદ**—છોડી, મારા કહેવાનો મર્મ તું બરાબર સમજતી નથી, માટેજ આમ જે તે વિચાર તારા મનમાં આવ્યાં કરેછે.

**સાવિત્રી**—મુનિરાજ આપ કહોછો તે બધુંએ ખરૂં, પણ સત્યવાનને વિશે મારા અંતરમાં જે પવિત્ર સ્નેહભાવ ઉત્પન્ન થયોછે તેણે કરીને હું તેને મળું તોજ મારા મનનું સમાધાન થાય એમ છે, માટે કૃપાકરી તેની સાથ જરા મળવાતો દો.

## ગરબી.

(તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી—એ રાહ.)

નારદ—

ધર ધીરજ તૂં આવારરે, સાવિત્રી શાણી;
સુણ હિતની શીખામણ સારરે, સાવિત્રી શાણી. ટેક.
આતુર અંતરમાંહિ અધિક છે,
જેહેને મળવા કાજ;
તેતણો વ્યર્થ મેલાપ છે,
કહું અદકૂં શું તુજને આજરે;
સાવિત્રી શાણી—૧.

સાવિત્રી—

શા સારૂ વ્યર્થ મેલાપ છે મુજ તે,
સમજાવો મુજને સુજાણ;
શૂં છઉં હું પરનારી કે ગણશો,
લજ્જાતણી નીજ હાણરે;
નારદ મુનિવરજી—૨.

નારદ—

કર્મરેખા એવી ઉલટી છે તેની,
વરશે જે તેને નાર;
સુખનો સૂરજ અસ્ત પામશે,
પડશે દુખના તે દરિયામોઝાર રે;
સાવિત્રી શાણી—૩.

સાવિત્રી—

સુજ્ઞ, સપૂત જે નીજ પિતાની,
પ્રીતે કરેછે સેવ;
કેમ ન દે સુખ નીજ પ્રીયાને,
છાંડો એ છળતણી ટેવરે;
નારદ મુનિવરજી—૪.

રાગ જોગી આસાવરી.

(આજ જમનાકે તીર ગોસાંઈ—એ રાહ.)

નારદ—

પુત્રી કહેછે તું વાતો ખરીરે,
સાંભળી છે મેં ધ્યાન ધરીરે ટેક.
તેજે સૂર્યસમો સત્યવાન,
જેનું સુરગુરૂ સરખું છે જ્ઞાન;
રેહેણી તેતણી કીર્ત્તિ ભરીરે,
સાંભળી છે મેં ધ્યાન ધરીરે—૧.
સિદ્ધ વસુધાસમો ક્ષમાવાન,
ઇંદ્ર સરખો છે શૂર સુજાણ;
કીર્ત્તિ મેળવી યુદ્ધ કરીરે,
સાંભળીછે મેં ધ્યાન ધરીરે—૨.
પણ દોષ એમાં એક એવો,
ટળે નવ કોટી યત્નથી તેવો;

વય તેતણી ઓછી ઠરીરે,
સાંભળી છે મેં ધ્યાન ધરીરે—૩.

હોશે પૂરો સંવત્સર જયારે,
જાશે દેહ તજી તેહ ત્યારે;
પિતા માત વિલપતાં કરીરે,
સાંભળીછે મેં ધ્યાન ધરીરે—૪.

સાવિત્રી—

ઠીક એક વરસ તો નીકળશે,
આશા મારી પ્રફુલ્લિત ફળશે—ટેક.
બેઉ રાજી થશું અમો મરવા,
દિન આનંદમય પૂરા કરવા,
થોડા કાળનો અવકાશ મળશે.
આશા મારી પ્રફુલ્લિત ફળશે. ૧.

અલ્પ આયુષ્ય છે સત્યવાન,
હોશે વિઘ્ન અનેક નિદાન,
તે તો પ્રભુની કૃપાથકી ટળશે.
આશા મારી પ્રફુલ્લિત ફળશે. ૨.

મારા મનથી હું એને વરીચૂકી,
એજ મારો હું એની ઠરીચૂકી,
હૈયું બેનું એકેકશું હળશે.
આશા મારી પ્રફુલ્લિત ફળશે. ૩.

## લાવણી.

(એક સમે હનુમાન ગરૂડ બે—એ રાહ.)

નારદ—

વિના વિચાર ઉચાર કરે શું, સાવિત્રી ગુણવાન,
આયુષકેરી અવધ તેતણી, વર્ષ એકમાં જાણ—ટેક.
તૂં વિધવાવસ્થાને પામી, પડશે દુખની ખાણ,
સુકુમારી ક્રુર વિધિને તાબે, કેમ થશે નિર્વાણ;
જ્ઞાન, ભાન ને સાન આણીને, જાણ જરૂર સુજાણ,
વર્ષ એકમાં અનલાધિન થઇ, તજવો પડશે પ્રાણ;
રૂપ ગુણ ને વિદ્યાએ પૂરો, શૂરો સત્યજવાન,
આયુષકેરી અવધ તેતણી, વર્ષ એકમાં જાણ. ૧.

સાવિત્રી—

ઘડી એક જો પ્રિયની સાથે, સુખ સંપતમાં જાય,
આવરદા કદિ હોય અલ્પ પણ, કૃતાર્થ તે કહેવાય;
સૂરજ ઉદયે અધર હવામાં, પતંગીયાં દેખાય,
કુસુમ ઉપર તે કુદી રમીને, અતી ઘણાં હરખાય;
સુનેરી કિરણે સુંદર રંગે, ચકચકતાંજ સુહાય,
સૂર્યઅસ્ત સમયે શુભ પાંખો, ખરતાં તે મરિ જાય;
પ્રિતમ પ્રિયા પ્રત્યેની પ્રીતિ, એથી શુભ સમજાય,
આવરદા કદિ હોય અલ્પ પણ, કૃતાર્થ તે કહેવાય. ૨.

જીવિત છતે પણ પડી ચિતામાં, અરપે પ્રિયને પ્રાણ,
આ જગમાં કીર્ત્તિ વાધે વળી, મળે સ્વર્ગ સુખ માન;
ઇચ્છિત વર વરવાથી મળશે, એનું અનુસંધાન,
ભાગ્યદેવિને ભોગ આપવા, છઉં હૂં શક્તિવાન;
પ્રિય સંગાથે પવિત્ર પ્રીતી, પ્રેમે જો બંધાય,
આવરદા કદિ હોય અલ્પ પણ, કૃતાર્થ તે કહેવાય. ૩.

**નારદ**—તે અહીં આવેછે; વેહેલી થા; તારી ઇચ્છા જો એવીજ છે તો ભવસાગરના વેહેતા ઝરાના નિર્મળ પાણીનો પેહેલો ઘૂંટડો પીવાને તત્પર થઈ રહે.

**સાવિત્રી**—તેમ કરવાને હું તૈયાર છું. જેની ઉપર મારી પ્રીતિ બાઝીછે તે જો મારી સંગાથે આવે તો તેને સાથે લઇને આ ભવસાગરમાં એકદમ બુડકી મારી તેમાંનું બધું ગળપણ એક ઘૂંટડે પી જઇ મારી તૃષા મટાડું; પણ આ યુવાન પુરૂષનું મન નિરંતર ભક્તિભાવ પાછળ લાગેલું હોવાથી રખેને તેને સંસાર વ્યવહારનો તિરસ્કાર હોય!

(શરમાઈ જઈ લાજથી મ્હોડું ફેરવી સરોવરમાં પોતાનો જે પડછાયો દેખાયછે તે જોવાને વાંકી વળેછે.)

**નારદ**—(ટણકાથી) કેમ એ સરોવરના ચકચકિત મોજા-માંથી તને શું દેખાયછે?

(સાવિત્રી ઝંખવાઈ જઇને સરોવરમાંથી કમળફુલ લઈ નારદ સંગાથે વાતે વળગી આણીગમ પેલીગમ પસાર કરેછે. બીજીમેરથી દ્યુમતસેન પ્રવેશ કરેછે.)

ગજલ.

(નાગનકે બચ્ચે નાગ, ઉનસે યારી ન કરના—એ રાહ.)

**દ્યુમતસેન**—

શા માટે સ્વર્ગમાંથી તેં વિદાય કર્યો રામ!
નાખ્યાં તેં પાપી કુંડમાં દયા ન ધરી રામ!
છોડાવ મોહ લોભકેરી જૂઠી જાળથી,
કૃપા કરી કૃપા કરી મને તું જરી રામ!—૧.
આવ્યોછું ઠગાવાને હું, છે ઠામ નાશનૂં,
તું તેડ મને તેડ હું ન આવું ફરી રામ!
આશા હતી કે હર ભજૂં, સુધારૂં હું સંસાર,
બેમાંથી એક જેતે બને, વાત ખરી રામ!—૨.
આવ્યો તે હું શા કાજ ને શાં કાજ મેં કર્યાં,
બાંધ્યા મેં પાપ પોટલા ને પાપી ઠર્યો રામ!
અઘોર કર્મ આદરી ફરૂં છૂં તજી બીક,
લાજીશ મુખ દેખાડતાં, ન તેથી ડર્યો રામ!—૩.

[એક છાબડીમાં થોડાંક વનફળ લઈ સત્યવાન પ્રવેશ કરેછે, ને સાવિત્રીને દૂરથી જોતાંજ તે ચકિત થઈ જાયછે.

**દ્યુમતસેન**—સત્યવાન તું આજ આટલો ધ્રુજેછે કેમ! તું હાંફ્લો ફાંફ્લો થઈ છેક મારા પાસામાં ભરાઈને ચાલતો હોય એમ કેમ કરેછે? વળી કંઈ નવા સંકટનો ભય તને જણાયછે કે શું?

**સત્યવાન**—ના પિતાજી, તેવું તો કંઈ નથી. માત્ર એક મૃગાક્ષિનાં ચકચકિત બે લોચનોથી આ મારાં ગાત્ર શિથિલ થાયછે.

**દ્યુમતસેન**—રખે કોઈ ક્રૂર પારધી તે પ્રાણીની વાંસે લાગો હોય!

**સત્યવાન**—ના, તેની વાંસે કોઈ લાગ્યું હોય ને તેથી તે નહાસતી હોય એમ જણાતું નથી, પણ તે પોતાનાં ચિત્તહારક નયનો આપણી ભણી તાકી રાખી ટગમગ જોતી સરોવરની પાળ ઉપર ઉભી થઈ રહીછે.

**દ્યુમતસેન**—ત્યારે તો તે મૃગાક્ષિને અહીં તેડો; આપણી ઉજડ પડેલી પર્ણકુટીમાં એક કોમળ મૃગીનો સમાગમ આપણને ઘણો આનંદકારક થઈ પડશે.

**સત્યવાન**—તે એકલી નથી બાપા; તેની સાથે તો ગંભોર દેખાવનો એક પવિત્ર મુનિ છે.

**દ્યુમતસેન**—એ તે મૃગી કહી જાતની દીકરા! ત્યારે તો એ નવાઈ જેવા મેમાનો સાથ મારી મુલાકાત વેહેલી થવા દો.

**સત્યવાન**—તેજ આપણી ભણી આવેછે.

**દ્યુમતસેન**—એકલીજ કે?

**સત્યવાન**—જેમ આકાશમાં સામેથી આવતાં રૂપેરી વાદળામાં ચંદ્ર પોતાનું મોહ છુપાવેછે તેમ, જે મૃગાક્ષિથી હું મોહ પામ્યોછું તે, પોતાના પ્રતાપી સાથી પાછળ ભરાતી ભરાતી ચાલેછે.

[તેઓ પાસે આવેછે.

## સાખી મરાઠી ચાલની.

(પ્રાતઃકાળે વિદ્યાભ્યાસે વિદ્યા વેહેલી આવે—એ રાહ.)

દ્યુમતસેન—

સ્વર્ગ સદનથી, ભલે પધાર્યા, પવિત્ર અતિથી આજ;
નમન કરૂંછું તમને પ્રીતે, સફળ કર્યાં મુજ કાજ–૧.
કહો કોણ છો, કયાંથી આવ્યા, કયું તમારૂં ગામ;
શા કારણથી શ્રમ કરિ આવ્યા, કહો મને, આ ઠામ–૨.

નારદ—

પુત્ર પિતાનું, કરો કૃપાકર, પ્રભુજી તે કલ્યાણ;
ભાગ્યું હોય તે, માંડી આપૂં, નારદ મુજ અભિધાન. ૩.
પ્રવાસ કારણ, નિકળી પ્રીતે, સાવિત્રી સુકુમારી;
સાથ તેહને લઈ આવિયો, છે ગુણવંતી ભારી. ૪.

ધુમતસેન—

તમ દર્શનથી, મુનિવર મુજને, અધિક થયો આનંદ;
પર્ણકુટી પદથી પાવન થઈ, મળ્યો સંગ સુખકંદ. ૫.

સત્યવાન—

જગ કર્તા ઈશ્વરે દયા અતિશય કરી છે,
આ રણમાંની ઝાડીબી કુલો ફળથી ભરી છે.
દારીદ્ર અવસ્થા જે હમારી તો ઠરી છે,
રૂચો તોપણ આ ફળ કુલે વધીને ફરી છે,
કૃપા કરી તમો આ ફળાહાર તો કરો?
છે તાજાં ને સ્વાદિષ્ટ અંગીકાર તો કરો!

(છાબડી આગળ ધરે છે.)

નારદ—

ઉપકાર અતિશય થયો છે રાજપુત્ર નેક,
તું થા વિવેકી નેકી સાથે રાખી તાહરે ટેક.

સાવિત્રી—(છાબડીમાંથી એક ફળ લઈને.)

રાને રાન ઝાડો ઝાંખવાં હમોને મળિયાંતાં,
બાહારથી રૂતુના જે ફળો કુલોથી ફળિયાંતાં.
પેર પપંનાસતો ઘણાએબી નિકળિયાંતા,
ભારથી પોતાના જે સંગાથે ડાળી વળિયાંતાં.

આ ફળોના જેવાં તો નંદનમાં માત્ર થાય છે,
જે ઘણાંએ મિષ્ટ ને સુગંધી પણ કેહવાય છે.
ખાધું હોએ જો એક મોહમાં સ્વાદ રહી જાયછે,
ચો દીસાએ તેની સુ લપટ બહુ પંથરાય છે.
આવી છું પ્રવાસ કરવા નારદજી સંગાતમાં,
લાવિયા છે દેવદુત વળગાવીને વાતમાં.
તોડીયુંછે ફળ માહરે માટે આ પ્રભાતમાં,
લાગુંછે એ સ્વર્ગમાંથી નારદજીના હાતમાં.
આશ તો પ્રવાસની ત્યાં પૂરી માહરી થાઈ છે,
ભેટ આપી આ મને યજમાને જેબી કાંઈ છે,
લું છું, ને નારદજી ઈચ્છા માહારી હેવી થાઈ છે,
ફળ આપુંછું આ જેથી પ્રીતિ આ બંધાઈ છે.

(સત્યવાનને ફળ આપતાં.)

મન રૂપ મુકતાહાર આ અર્પણ કરી હું,
આ આર્યપુત્રને આજે છું દિલથી વરી હું,
યાવજજિવત ધર્મ હવે દિલથી ધરી હું,
આ આર્યપુત્રની સદા સહચારી ઠરી હું,
હવે પછી ઈશ્વર તુલ્ય એમને ભજીશ,
ને તીર્થરૂપ તાત માતને હવે ગણીશ.

નારદ—

અરે ઓ મુર્ખ ભેટ તું એ પાછી લે રે લે,
તુ માન મારૂ માનીને ના એને તું એ દે.
સુકાશે વર્ષ એકમાં એ ફુળ માહારૂં માન,
છે કાળ એનો ખરો, ને ખરી છે એની હાન.

સત્યવાન—

કદી ન મળશે પાછું તો એ ફુળ હવે તને,
તે દિલથી પોતાના તો આપી ચુકી છે મને.

નારદ—હે વૃદ્ધ રાજા! હું તને કહુંછુ તે સાંભળ. જન્મ ધરીને દુનિયામાં અવતરેલી સર્વ સ્ત્રીઓમાં જેના પ્રત્યે દેવતાઓની અધિક કૃપા, અને જે મદ્રદેશના રાજાની કુંવરી સાવિત્રી, તેણીએ તો કુળાચાર પ્રમાણે પોતાના બરોબરિયામાંથી કોઈને પોતાના ભરથાર લેખે પસંદ કરવો જોઈએ.

દ્યુમતસેન—હા, થવુ તો તેમજ જોઇએ.

નારદ—એના પિતાની ઇચ્છાતો એવી હતી કે કૃત્રિમ-યુદ્ધ અર્થે પૃથ્વિ ઉપરના સર્વ પ્રખ્યાત રાજકુમારોનો એક મ્હોટો મેળાવડો પોતાના મેહેલમાં કરવો ને કૃત્રિમયુદ્ધમાં જે શૂરો જણાય તેને સાવિત્રીના યોગ્ય ભરથાર લેખે પસંદ કરવો.

**દ્યુમતસેન**—પુત્રી પરણાવવાની એ જુક્તિ તો ખાસી જણાયછે.

**નારદ**—પણ સાવિત્રીએ પોતાના પિતાને કહ્યું કે, "પિતાજી "હું આપની ઈચ્છાને આધિન છું; આપની ઈચ્છા જો "એવીજ છે તો તે માન્ય કરવાને હું તૈયાર છું, પણ "ક્ષમા કરો તો કહું કે પતિ પસંદ કરવાનો મારો ઉદ્દેશ "જાુદીજ રીતનોછે."

**દ્યુમતસેન**—કુલીન સ્ત્રીનું કુલીનપણું આવાં સદવૃત્તિનાં વચનો ઉપરથીજ વરતાયછે. વારૂ પછી આગળ?

**નારદ**—કહુંછું સાંભળો; સાવિત્રીનું કહેવું એવું હતું કે "યુદ્ધમાં બહાદુર નિવડવું એ એક મ્હોટો સદગુણ છે "ખરો, પણ શૂરવીરતાનું પારખું કાંઈ એક યુદ્ધમાં "જોવાતું નથી, તેમજ વીરપુરૂષનાં સર્વ સુલક્ષણો કાંઈ "ભુજબળ કે યુદ્ધ પરાક્રમમાંજ સમાયલાં હોતાં નથી."

**દ્યુમતસેન**—ધન્ય છે આ છોડીની બુદ્ધિને! વારૂ આગળ તો ચાલો.

**નારદ**—સાવિત્રીએ ઉદાહરણ આપ્યાં કે "રાક્ષસો જો કે "બળવંત તોપણ ઘણા દુષ્ટ હતા; લંકાનો અતિદુષ્ટ રાજા "જો કે મ્હોટો પ્રતાપી, ધનવાન, બળવાન, અને પ્રતિ-"ષ્ઠિત હતો તોપણ હરી લાવેલાં રામના પ્રિયાની પ્રીતિ

"તેના ઉપર થઈ શકીતી નહીં. એવુંતો કંઈ છેજ નહીં
"કે જે નીતિમાન હોય તેજ સર્વદા યશવાન થાય."

**દ્યુમતસેન**—ખરેજ, છોકરી બહુ શાણી દીસેછે.

**નારદ**—વળી સાવિત્રીએ આગળ એમ પણ કહ્યું કે "મને
"તો એમ ભાસેછે કે કોઈ ખરેખરો પરાક્રમી યોદ્ધો,
"જેણે પોતાનું મન ઉદાર અને મહાત્મ્યવાળાં કામો
"પાછળ લગાડ્યું હશે તેતો દુનિયાદારીના ઠાલા દમા-
"મથી વેગળો રહેશે અને અર્થવિનાના આવા યુદ્ધમાં
"ઉતરી, પોતાનો ભાર બોજ અને વકર ખોવાનું યોગ્ય
"સમજશે નહી. જો તમારૂં વહાલ મારા ઉપર હોય તો
"મારા લગ્ન થયા પેહેલાં મને યાત્રે જવાદો કે દેશ-
"વિદેશ ફરીને પુરાતન પવિત્ર સરોવરો અને પૃથ્વિની
"સપાટી ઉપરનાં રાજ્યો અને રાજકુમારોને પ્રત્યક્ષ
"જોઉં અને અણદીઠ રીતે બધાંનો અનુભવ લઈને પછે
"મારે યોગ્ય પતિ પસંદ કરૂં."

**દ્યુમતસેન**—છોડીએ ધાટતો ઠીક ઉતાર્યો.

**નારદ**—આવી રીતે દૂર અને અજાણ્યા દેશોમાં પ્રવાસ
કરીને ધણાક અકસ્માતો અને આપદાઓ વેઠવાનો
સાવિત્રીનો સંકલ્પ છે એમ જોઈ, મદ્રદેશનો રાજા
નિશ્વાસ નાખી વિમાસણ કરતો બેઠો હતો, તેટલામાં

દેવતાઓને તેની દયા આવી, અને સાવિત્રીનું રક્ષણ કરનાર દેવીએ ઈંદ્રની વિનંતિ કરી, તેથી તેની આજ્ઞાથી, હું સ્વર્ગમાંનુ મારૂ સુખવાસી ધામ છોડી, પૃથ્વિપરનાં રાજમંદિરો જોવા નિકળેલી આ રાજપુત્રીની રક્ષાસારૂ એની સંગાથે આવ્યોછું.

**દ્યુમતસેન**—પણ આ એકાંત વનમાંતો રાજમંદિર જેવું કાંઈ નથી.

**નારદ**—મહાત્મા રાજાનું હૈડું એ પણ એક રાજમંદિર છે. આ રાજકન્યાએ હજારો રાજદરબારનાં ચળકતાં રત્નો જોયાં, ઘણાક રાજકુમારોના ઠાઠમાઠ, બહાદુરી અને ચપળતા જોઈ, પણ તેઓ સઘળા આપસ્વાર્થી, આળસુ અને સ્ત્રીલંપટ દેખાયા; તેઓની બુદ્ધિ એટલી તો મંદ થઈ ગયલી કે પવિત્ર પ્રીતિ એટલે શું એનો ખરેખરો વિચાર પોતાના મનમાં લાવી શકે એવો એક પણ જણાયો નહી; એમ કરતાં કરતાં છેવટે, હે રાજા, અગાઉ જે તારૂં રાજ્ય હતું ત્યાં હમે જઈ લાગ્યાં તો ત્યાં પણ તેવુંજ જણાયું.

**દ્યુમતસેન**—હું ખરેજ દરિદ્રી!

**નારદ**—શાલ્વદેશના લોકો પોતાના નવા રાજા અને તેના વસ્તારને શાપ દીએછે. એ રાજાના પુત્રની કીર્તિ

ઝંખવાઈ ગઈછે; તેની પ્રજા તેનીથી એટલી તો ત્રાસ પામીછે કે જે દિવસથી તેણે રાજમુગટ પેહેર્યો છે તે દિવસથી તેના ઉપર વેર લેવાને તાકી રહીછે. જન્મથીજ તે દ્વેષબુદ્ધિનો હોવાથી કોઈના ઉપર તે પ્યારતો કરી શકેજ નહીં તો તેવા એક ક્રુર માણસના પુત્ર ઉપર પ્રેમયુક્ત કોઈ પ્રિયાનો પ્રેમ કદી બંધાયજ નહીં.

**દ્યુમતસેન**—ત્યારે હવે આપ કોની આગળ પધાર્યાછો? શું આપ જાણતા નથી કે મેં પણ શાલ્વદેશના લોકોને પીડયાછે અને સત્યવાન મારો પુત્ર છે.

**નારદ**—શાલ્વ દેશના લોકો સાથ વાત કરતાં જણાયું છે કે તમારા રાજ્યના આગલા દહાડા—જ્યારે તમે ઘણા નીતિમાન અને ભક્તિમાન હતા—તે દહાડાનું એ દેશના ઘરડા લોકોને આજે સ્મરણ થાયછે, અને આ આપનો પુત્ર જે દેવદાન છે, તે આપનો જીવ ઉગારવાને તેજ કાળમાં જન્મ્યો હતો. એના નામ ઉપર શાલ્વ પ્રજા પોતાની આશા લટકાવી બેઠીછે, અને જે ક્ષણે એ પોતાના વડવાઓની ગાદી ઉપર આવી મુગટ પેહેરે તેજ ક્ષણે પેલા દુષ્ટ અપહારક પરદેશીનો પરાજય કરી તેને પદભ્રષ્ટ કરવાને લોકો વેર તાકી બેઠાછે.

**દ્યુમતસેન**—શું એમ ખરેખર છે?

**નારદ**—હા, તેમજ છે. તેમને મ્હોડેથી એ વર્ત્તમાન સાંભળી મેં તેમને કહ્યું કે તમે એ તમારો ધારણા મુને જણાવવા કરતાં તે યુવાન રાજકુમારનેજ કાં નથી જણાવતા? ત્યારે તેઓએ ઉત્તર દીધો કે હમારા દૂતોએ મિઠી મિઠી વાતોથી સત્યવાનને ઘણી વાર મોટી આશાના લોભ દેખાડવા છતાં, તેનો સદા એકજ ઉત્તર હતો કે "હમારા રાજાનું નામ "દ્યુમતસેન છે અને તેના શિવાય શાલ્વ દેશના "બીજા કોઇ રાજાને વાસ્તે મને હથિયાર સજતાં "આવડતું નથી." હવે જો મદ્રદેશના રાજા સાથે સગાઇનો સંબંધ કરવાની વાત આપના મનને ખોટું લગાડે એવો ન હોય તો આ સર્વગુણસંપન્ન રાજકુંવરી સુંદરી સાવિત્રીને આપની વહુ કરીને તેણીને આપના આશરાતળે લો.

**દ્યુમતસેન**—પવિત્ર નારદજી જેવા માહા મુનિએ આવાં વચન બોલી એક આંધળા દુખી માણસને પજવવો યોગ્ય નથી.

**સાવિત્રી**—ઇશ્વરે જેમ હમારાં મન મેળવ્યાં છે તેમજ હવે તમે કૃપા કરી હમારો હસ્તમેલાપ કરી આપો.

**સત્યવાન**—પિતાજી, હમારી પરસ્પરની પ્રીતિનાં લક્ષણ આપ આંખોએ દેખી શકતા નથી તેથી મને બહુજ ખેદ થાયછે, તોપણ તે કેવાં પ્રીતિમય વચનો બોલેછે તેતો સાંભળો.

**દ્યુમતસેન**—પણ તેતો એક ધનવાન અને બળવાન રાજાની પુત્રી છે, અને આપણેતો રાજ્યથી ભ્રષ્ટ થયા છીએ-વનવાસનો આશ્રયં કરયોછે; દુઃખ ભોગવવા નહીં લાયક એવી કન્યા આ આશ્રમમાં કલેશ ભોગવતી કેમ નિવાસ કરશે?

માંડ—ગજલ.

(રંગીલી રળીયામણી છે રાત આજની—એ રાહ.)

**સાવિત્રી**—

આકાશ જહાં ઝળઝળી, આપેછે પૂર બ્હાર,
જયાં લીલી કુંજે લીધોછે, જમરૂદનો શૃંગાર—ટેક.
જયાં ગાયછે કોકીલ ધુનો, ઓર ઢંગની,
જયાં સૂરજે રચના રચી, સોનેરી રંગની,
જયાં દમકીને દવનાં મોતી, વરસેછે ઠારોઠાર-આકાશ. ૧.
જયાં ડાળિયે ડાળિયે વાયુ, વાયછે શિતલ,
જયાં છે ભર્યાં સરોવરે, નિર્મળ બિલોરી જલ,
ઉડેછે જયાં પતંગીયાં હરખાઇને અપાર-આકાશ. ૨.

ચરેછે ચારો હરણુ રણોમાં ફરી હરી,
છે બીક સિંહ, વાઘ, વરૂની ઘણી ખરી,
ત્યાં રક્ષવા છે હાથ, સત્યવાનનો તૈયાર—આકાશ. ૩.

ના ક્લેશ, ના કુસંપ, ઝંપ છે ઘણી અહીં,
કરૂં સુખે સેવા નિવૃત્તિ શાંતિમાં રહી,
છે ખાસ તમ દાસીતણી આશનો એ સાર—આકાશ. ૪.

વિનંતિ મારી પિતા, સત્યવાન પતિ કાજ,
કરોની માન્ય કુળવધૂ કરીને મુને આજ,
આશીશ આપી એ અમારી આશ પાડો પાર—આકાશ. ૫.

**સત્યવાન**—કેમ બાપા સાંભળોછો; નારદજી સ્વર્ગમાંથી પધારયાછે અને ઇશ્વરે, આપણી ઉપર કૃપા કરી, આ કામા, જેને જોઇએ તો દેવી કહો કે જોઇએતો રંભા કહો, તેને પણ આપણું દુઃખ નિવારણ કરવા સાથે મોકલીછે. આવા દૈવો પ્રકાશથી પણ તમારાં નેત્રો પ્રકાશવાન થતાં નથી તે જોઈ મને બહુ સંતાપ થાયછે. શાલ્વદેશનો નવો રાજા હવે છોને અમર રહી રાજ કરતો; આ વન, આ પર્ણકુટી, આ ઘર, આ આકાશ અને આ હવા, જ્યાં પ્રેમદેવી અને દયાદેવી લલિત લલના સાવિત્રી વાસ કરી રહીછે ત્યાંથી હુંતો કદી ખસનાર નથી.

દ્યુમતસેન—હું આ સ્વપ્નું જોઊંછું કે શું? (હાથ જોડી.)

### પદ.

આદ નિરંજન, ભવભયભંજન,
જનમનરંજન, સહુ સુખદાતા—આદ નિરંજન. ૧.
તું જગનાયક, શુભ મતિ દાયક,
ખળ જન ઘાયક, વિશ્વનો ત્રાતા—આદ નિરંજન. ૨.
દેવ દયાકર, અજર, અમર, હર,
સુર, મુની, કિન્નર, તુજ ગુણ ગાતા—આદ નિરંજન. ૩.
આ બે બાળક, મુજ જગપાલક,
સોંપુંછું તુજને, કર સુખ શાતા—આદ નિરંજન. ૪.

[તેમનો હસ્તમેલાપ કરેછે. એકાએક આકાશમાં ઝળઝળાટ થઈ રહેછે ને સ્વર્ગપુરીના વસનાર ગંધર્વ લોકો આકાશમાંથી નીચે આવી, હસ્તમેલાપમાં સામેલ થઈ ગાયછે.]

### સંગીત—રાગ.

(ચોપાયા છંદની છાયા.)

ગંધર્વ લોકો—

વર કન્યાના હાથ મળ્યા, આનંદ વધ્યોછે આજે;
નોબતના બહુ નાદ થયા, પલટણની પડઘમ વાજે.

કડકડ ધિન્નાં કડકડ ધિન્નાં, કડકડ ધિન્નાં ધિન્નાં ધિન્નાં
ત્રણુધણુ ત્રણુધણું ત્રાંસાં વાજે, ધિનકટ ધિનકટ ધિન્નાં.
કડકડ ધિન્નાં કડકડ ધિન્નાં, કડકડ ધિન્નાં ધિન્નાં ધિન્નાં. ૧
સુરવર મુનિવર નરવર સરવે, રૂદિયામાં બહુ રાચે;
નિર્મળ નારી નૃત કરનારી, થનગન થનગન નાચે. કડકડ. ૨
ઝમઝમ ઝમઝમ ઝાંઝર ઝમકે, ઘમઘમ ઘુઘરા ઘમકે;
ઠમઠમ કાંબી કડલાં ઠમકે, ધમ ધમ ધરણી ધમકે. કડ. ૩
પળમાં તો તે ઘુંઘટ તાણે, પળમાં ઘુંઘટ ખોલે;
તનનન તાથૈ તનનન તાથૈ, તાથૈ તાથૈ બોલે. કડકડ. ૪
ગડડ ફડડ ઘનઘટા ચઢીને, જેમ ગગનમાં ગાજે;
ઢેંઢેંઢેંઢેં ઢમક ઢમક ઢમ, વડાં ત્રંબાળુ વાજે, કડકડ. ૫
ઝકુંબ ઝકુંબ ઝકુંબ ઝૈયાં, વાજે દુકડ મૃદંગ;
ચુક ચુક ચુક ચુક ચુકુક ચુકુક ચુક, વાજે ચંગ ઉપંગ. કડ. ૬
ભરરર ભું ભું ભરરર ભું ભું, વાજે ભુંગળ ભેર;
ઝણુણુણુ ઝણુણુણુ ઝાલર ઝમકે, ધણુણુણુ ઘુઘરી ઘેર. ક. ૭

[ગંધર્વ લોકો અંતરધાન થાયછે. ને સાવિત્રીના સાસરાવાળાં બૈરાં આવી ગાયછે.]

(એક ઝારા ઉપર ઝારીરે—એ રાહ.)

બૈરાંઓ—

તમે સાંભળો સહુ નરનારી રે,
એ તો લાડણી થઇ અમારી રે;

જમી વર સાથે કંસાર રે,
એણે કબૂલ કરયો સંસાર રે—૧.
કરી બાપના કુળથી જુદાઈ રે,
હવે અમારે ગોત્રે ગણાઇ રે;
હવે કહ્યું હમારૂં કરશે રે,
કહ્યું માતાનું કાને શીદ ધરશે રે—૨.
એ તો થયું માણસ અમારૂં રે,
અમે કેરશું એને વહુવારૂ રે;
થઈ અમારા ઘરની ઘરૂણી રે,
એના બાપને ઘેર તે પરૂણી રે—૩.
અમારે ઘેર ઓરડામાં મ્હાલશે રે,
બાપને ઘેર પરસાળે ચાલશે રે;
અમારે ઘેર પટારા સંભાળશે રે,
બાપને ઘેર બેઠાં અજવાળશે રે—૪.
ઘર કંથનું તે પોતાનું પ્રમાણશે રે,
ઘર ભાઇનું તે ભોજાઇનું જાણશે રે;
ઝાઝી પિયરની મમતા છોડશે રે,
જીવ સાસરિયાની સગાઇએ જોડશે રે—૫.
હવે પિયરમાંથી અમલ ઉતરયો રે,
આજથી અમલ સાસરિયામાં ઠરયો રે;
જેમ પર્વતથી નદી નિકળી રે,
જઈ સ્નેહથી સાગરમાં મળી રે—૬.

ભલું છીપનું મોતી ભાળિયે રે,
વર્યું રાજાના કાનની વાળિએ રે,
એમ અશ્વપતિની દીકરી રે,
વર ચતુર કુંવર સાથે વરી રે—૭.
જેમ કુંદનમાંહી હીરાકણી રે
થઇ સજ્જડ શોભા પામે ઘણી રે;
સુખ પામો સદા દીનજામની રે,
શીખ કાંમનીને છે કામની રે.—૮.

[બૈરાંઓ જાયછે.

**નારદ**—સાવિત્રી! દેવતાઓ પાસેથી તારે કાંઈ વરદાન માગવું છે? તારા શુભ લગ્નને ટાંકણે તને કાંઈ દાન આપવાનો દેવતાઓએ મને અખત્યાર આપ્યોછે.

**સાવિત્રી**—દાન! મને શું જોઇએછે તે હું આપને—

**નારદ**—(તેને બોલતી અટકાવી) પણ તું જે કાંઈ માગે તે તારે પંડેને માટેજ માગજે.

**સાવિત્રી**—મારે પંડેને માટેજ કાં ને મારા સ્વામીનેમાટે નહી કાં? જો મારા સ્વામિનેમાટે કાઈ કૃપાદાન માગવાનો મને અધિકાર નહોય તો પછે સત્યવાન જેવા ધીરવીરની ભાર્યાને બીજું કશું કંઇ જોઈતુંજ નથી; પણ નહી, એમ નહી; મારે માટે દેવતાઓ પાસેથી

એટલું તો માગવાનું છેજ કે અમારૂં આયુષ્ય જો ટુંકું હોય તો તે ટુંક વખતમાં અમે સનાતન પ્રીતનાં સર્વ પવિત્ર સુખો ભોગવિયે.

**નારદ**—તથાસ્તુ.

---

# પ્રવેશ ૫ મો.

[સ્થળ—ઝાડીઝાડીવાળો રસ્તો.]

કારો પટેલ તથા મકનો પટેલ.

[બેઉ જણા એકમેકની સામા ધસ્યા ચાલ્યા આવતાં એકેક સાથ સજ્જડ અથડાતાં બંનેજણ તુટી પડેછે.]

**કારો પટેલ**—(કમ્મર દાબતો ઉઠી ઉભો થતાં) અરે તારૂં હત્યાનાહ જાયરે! એ આ હું કરયું? મારી કંમર ભાગી લાખી તો!

**મકનો પટેલ**—(પગ દાબતો દાબતો ઉઠી ઉભો થતાં) અરે તારૂં હત્યાપાત વળેરે! તેં આ હું કરયું? મારા ઘુંટણ ભાગી લાખ્યા તો!

**કારો પટેલ**—અરે ભલા મનીખ એતો એમ હોય! હઉ ચાલ્યું જાય! આજે હપરમો દારો તે એમ દોડા-દોડ ને ધમાધમ થાય! (તેને ઢોલ લગાવી દેખાડેછે) તું જાણતો નથી, આજે બધું ગામડું ગાજી રહેલું તે!

**મકનો પટેલ**—હું છે? ગામડું હાનું ગાજી રહેલું?

**કારો પટેલ**—લે! એને તો કેથી ખબરજ ની મરે! અરે આજે પેલા ધુમહેનનો પોયરો પયણ્યો! તે તેની બધી ખુછાલી ખુછાલી થઇ રીએલી, ને બધાં લોક ગીતડાં ગાય ને રાગડા કારે ને ખાવા પીવાની તો ધુમ પડી રહેલી!

**મકનો પટેલ**—વરી પોયરો પયણો તેમાં એટલી બધી ખુછાલી છાની? ને ગીતડાં રાગડા હાના, ને ધુમ હાની? હુંએ પણેલો કે નહી? ત્યારે તો કંઇ તેવું દીઠેલું નહી!

**કારો પટેલ**—લે! કેહે કહીઊ નહી! કાંહાં રાજા ભોજ ને કાંહાં ગાંગો તેલી! લે! એબી વરી પયણો! અરે મેર મારા ઢ; મ્હોટા મનીખોને ઘેરનાં વેવાવાજન કાંહાં ને તારા જેવા હામજી બામજી ભુઠાચોરને ઘેરના વેવા-વાજન કાંહાં! પારાવારાબી અહવારમાં!

**મકનો પટેલ**—ત્યારે હું મોટા લોક તે મનખ ને આપણ મનખ નહી કે?

**કારો પટેલ**—મેર બૂચટ! મનખતો ખરાંજો, પણ મનખ મનખમાંએ ફેર કે નહી? એમતો આ તુંએ મનખછું ને હુંએ મનખછું (જરા અકડીને) પણ ફેર કેટલો તે જુએ કે નહી?

**મકનો પટેલ**—(તેને એક ઢોલ લગાવી) હા, ખરો, ફેર ખરો!

**કારો પટેલ**—એ! એ! એ! જો તું એમ કરહે કેની તો આ હું ચાએલો જવાજો!

**મકનો પટેલ**—તો આ હીધો રહતો! હુકું નરીયેલ ને મીઠો ગોર! લે! ભાઈ વરી મોટા હાઉકારનાં પુછરાં પયરાકેની તે ચાલી જવાની બીક દેખાડે!

**કારો પટેલ**—(જરા ચાલવા માડીને) ત્યારે આ હું ચાએલો!

**મકનો પટેલ**—(જરા પટાવીને) હં હં! દોહ વરી એમ કરે!

**કારો પટેલ**—તો હું વરી! મોટા તે મોટા! પરમેહરે મોટા કર્યા તે કંઇ આપણથી ના કહેવાય? હો માણ ધુલ ઉરાડે પણ કંઈ હુરજ ઢંકાય? તેમ એતો જેને છાજે તેનેજ છાજે—મોટા લોક વેવાવાજનમાં ખરચે વરચે નહી તોપછી મોટા લોક હાના? હઉએ પોતાના પગ જોઈ પાથરણા ખેંચવાં.

**મકનો પટેલ**—પણ જ્યારે મારા લગન થયલા ત્યારે એમ કેમ નહી થયલું?

**કારો પટેલ**—તો જો! હું પુછવાનું! ભાઈના ઘરમાં વાંહ ફુરેતો હાડલું જડે નહી ને વેવાવાજનના ખરચ કરવાની વાત લાવીયા! અરે ડોઘા ડોઘા! મોટાની હુજે નાનાએબી ઘહડાવવુંજ જોઈએ કે? જા અમથો હુજે અટવાઈ મરહે! મળ્યાની વાત! એતો રાજાનો પોયરો પયરો તે એમ ધુમધામ થાયજતો!

**મકનો પટેલ**—પણ હવે એ રાજા હાનો? વગડામાં બાપડો અટવાઈ મરે ને નામ તો કેજે રાજા!

**કારો પટેલ**—ગમે તે હોય! ખોરૂં ઘી કંઈ દીવેલથોબી જાયકે? ને એ પોરી છે તેતો મસ મોટા રાજાની પોરી છે-પોયરાનો બાપ રાજો નહી તો પોરીનો બાપતો રાજો ખરો! તે બધું એકનું એક! લોકોમાં બોલાય તે હું તેં હાંભરેલું નહી કે દીકરી આપીને દીકરો લીધો—પરાયો ઉતો તેને પોતીકો કીધો, તેમ હવે એબી રાજાનોજ પોયરો થયોતો!

**મકનો પટેલ**—વારૂં તેતો હોહે! પોરી છે કેવી તેતો કેહે? હારી જેવી છે કે એવીજ! હુંદર છે કે?

કારો પટેલ—અરે હુંદરતો એવીકે જાણે જોયાજ કરીએ! મેંતો એવી હુંદર બૈરી કદી દીઠેલીએ નહી!

મકનો પટેલ—જા, જા, ફરી એવું બોલતો રખે! મોનું હંભાળીને બોલજે! મારી બૈરી કરતાંબી હુંદર કે? અરે મારી બૈરી તે મારી બૈરીજ! હમજ્યો! જો તેની તારીફ જરા ગાંઊ કેની તો હમણા આએ તારીતો ફીફરીજ ફાટી જાએ જો! હું અ અ!

કારો પટેલ—એટલું બધું! તારે તો ગા, ગા, જરા તેની તારીફ ગાતો ખરો!

મકનો પટેલ—ગાંઊ! ગાંઊ! લે તારે હાંભળ! કાન ઊચા કરની જોંઊ! જો ગભરાઈ રખે જતો હોં!

[ગાયછે.]

(લાવની.)

ખુંધી લંગડી, ખોડી બોડી, બોખી બાડી, માહારી વાહલી,
નહીં જાડી, નહીં પતલી, નહીં લાંબી, નહીં ઠુકી, નહીં ભારી, નહીં ગોરી, નથી કાલી.
ખુંધીનો ખપ શું? તકીઆ સીવાડવાને ખરચ ખાલી લાગે નહીં.
ને લંગડી હોયતો? ઉંબર બાહેર પગલું કાહાડવા માંગે નહીં.

ઓખી બઇશીનો લાભ બતાવતે ખાવાનો બટાકો રાખે નહીં
કાંજીને સેરવો સેવવા શીવા તે ખટાઇ કે મીઠાઇ ચાખે નહીં.
પગ નહીં એટલે નાંસે નહીં,
જીભ નહીં એટલે વાસે નહીં,
દાંત વનાં તે ખાસે નહીં,
દારૂ ને તાડી ઠાંસે નહીં,
ને ચાંદરાત શીવાય હસે નહીં.
વારે તેનું કોઠું, જેવો તું છે તેવું ઓઠું, તારૂં એવું પૃથવીમાં
કોઇની પાસે નહીં.
હું સુખી, તે સુખી, ઘર સુખી, ગાંમ સુખી, મારા જેવો
સુખી કોઇ થાસે નહીં—ખુંધી લંગડી ખોડી,
બોડી કાંએકે? નાપાક છેતાન બોડે માથે ટપલા મારે એવે
બાહાને પટપટ ઝાઝી કરે નહીં.
ને બાડી આંખે બબે દેખાય માટે મારી ગેરહાજરીમાં
હાજર મને દેખી કોઇસે ફરે નહીં.
ખાશી બની મારી જોડી, એક અપંગ ને બીજી ખોડી,
દુનીઆમાં શોધી કદી તે જડે નહીં.
લાકડેલાકડું કુકડેકુકડું ધણી ધણીઆણી કેહેર મોડાં
એવું કોઇને ઘેરે નહીં.
આંખ વીંચે પણ ઉંઘે નહીં,
નાંખ લાગે પણ સુંઘે નહીં,
ધાંટું જાણુ ભાગળ પણ ભુંકે નહીં.
ને તારા જેવા ભામટાપર તો થુંકે નહીં,

**ભાંમટો ને ભમટો મારે પેરનો, ભામટો હોશતો મારી બઈ-**
**રીનો, ભારી કોઈને માથે કદી પડતો નથી.**
**ભારી નહીંરે તુંતો હલકો, છાલકો, પાંનકો, મંનકો, કરકો,**
**પોરકો, પોટકો, દગોફટકો, કરતો નથી—ખુંધી લંગડી.**

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

[**સ્થળ**—વન માંહેલી ગીચ ઝાડી. સત્યવાન સાવિત્રી સહિત પ્રવેશ કરેછે. સત્યવાનની ખાંધે કુહાડો તથા સાવિત્રીના હાથમાં વનફળોની ભરેલી એક છાબડી છે.]

**સત્યવાન**—ચાલો વેહેલાં થઈએ; વિલંબ બહુ થયોછે ને પછી અંધારૂં થઈ જશે. અંધારાંને લીધે માર્ગ પણ બરાબર સૂઝશે નહીં. પ્રિયા, તું થાકી ગઈ હોય એમ જણાયછે. આખો દહાડો કામ કરેથી ચઢેલી થાકને લીધે અંધારી રાત્રે ઘેર જવાની વાટ પણ બહુ લાંબી જણાશે ને તેથી ઘેર જવું દોહેલું થઈ પડશે. આપણા વૃદ્ધ માતા પિતા આપણી વાટ જોયાં કરતાં

હશે. તેમને એક દિવસ તે એક વર્ષ જેવડો જણાતો હશે. પ્રિય સાવિત્રી તારૂં મારા ઉપર જો ખરૂં વહાલ હોય તો આ ભરેલી છાબડી લઈ તું ધીમે ધીમે ચાલવા માંડ ને પાસે પડેલી પવિત્ર ડાભની સૂકી ડાળિઓ વીણી લઈ આ હું પણ તારી વાંસે આપણી પર્ણકુટી ભણી દોડતોકે આવુંછું. તું આપણી ઝુંપડીમાં જઈ સાંજની સંધ્યાની આહુતિ માટે પવિત્ર કુશની અણીઓથી ધી સ્વચ્છ કરી રાખ.

**સાવિત્રી**—પ્રાણનાથ, જો એમજ છે કે તમને પણ વનમાં ઝાઝી વાર લાગવાની નથી, તો તેટલી વાર મુને પણ તમારી સાથેજ રહેવા દો; આખો દાહાડો તમારો સાથ વનમાં કામ કરવા પછે હું જો એકલી ઘેર જઈશ તો તેથી આપણા વૃદ્ધ માવતરને આનંદને બદલે સામું દુઃખ પ્રાપ્ત થશે.

**સત્યવાન**—જેટલો વધારે વિલંબ થાયછે એટલો આપણા વૃદ્ધ માતા પિતાને વધારે ટળવળાટ થશે.

**સાવિત્રી**—પ્રિય પ્રાણપતિ, આપણે ઘણા પ્રેમથી તેમને ભેટી કરીને તેમના મનનું સમાધાન વેહેલું કરી નાખીશું. ચાલો હવે આપણું બાકી રહેલું કામ વેહેલું વેહેલું

પૂરૂં કરી નાખીએ; વારૂં આ કુહાડો ભારે લાગેછે કે કેમ તે જરા હું જોઉં તો ખરી; આ તમે જુઓછો કે? તમે ધારેછો એટલી હું કંઈ થાકી ગઈ નથી. પ્રાણ-પ્રિય, મને એક બીજી છોકરવાદી કરવાનું મન થયુંછે તો ક્ષમા કરી મને તેમ કરવા દેશો; આજ મારે હાથે મને લાકડાં પાડવાં ગમેછે, ને ત્યાર પછી તે લાકડાંની બે ભારી કરી એકેક ભારી આપણી ખાંધે મારી આપણે ઉપાડી જઈશું. કેમ શું ધારયું?

**સત્યવાન**—પ્રિયા, આજનું તારૂં બોલવું ચાલવું કંઈ ચમત્કારિક લાગેછે! તું આ કોમળ હાથથી આવો ભારે કુહાડો ઉપાડી શકે એ મને તો કેવળ અશક્ય લાગેછે. આજે તારે ત્રીજો નિર્જળ ઉપવાસ છે, એ ત્રણ દિવસ અન્ન પાણી કે ઘડીની ઊંઘ વગર જપમાં કહાડયા પછે ચોથે દિવસે મારી સાથે મોટો બોજો ઉપાડી છેક આઘે સુધી ચાલી આવવાનું દુઃખ વેઠવા માગેછે એ ઠીક નહીં. લાવ, લાવ, એ કુહાડો મને પાછો આપ, કે હું મારૂં કામ પૂરૂં કરી નાખું, અને તેટલી વાર તું જરા ઝંપ વાળીને નિરાંતે બેસી થોડોક ફુરાળ કરી નબળાં પડેલાં તારાં શરીરને કરાર વાળ.

**સાવિત્રી**—ઠીક ઠીક, આંપણે સાથેજ પાછાં જઇશું; જઈને સ્નાન સંધ્યા કરી વિધિપૂર્વક આહુતિ આપી સંતોષથી બધાં સાથેજ વાળુ કરવા બેસીશું, માટે આપણે આટલું અધુરૂં પડેલું કામ આટોપી લઈ વેહેલાં ચાલવા માડિયે.

[પીપળાનાં ઝાડ ઉપર કુહાડો લગાવા માંડેછે. એટલાંમાં તે ઝાડ ઉપર બેઠેલા ઘુમ્મડનો શોકાતુર શબ્દ સંભળાયછે.]

**સત્યવાન**—શખ શખ, પ્રિય સાવિત્રી શું પેલા મોતસૂચક પક્ષીનો શોકાતુર શબ્દ તુંને સંભળાતો નથી?

**સાવિત્રી**—તો તેમાં શું થયું! જો તે મારે માટે સાદ કરતું હશે તો મારૂં આયુષ્ય લાંબું છે [ઝાડપર કુહાડો મારેછે] આ માહરા ચકચકિત કુહાડાના ઝપાટાથી જેમ આ પીપળાની જડ ડાળિઓ કપાઈ જઈ જૂદી પડેછે, તેમજ હે જીવલેણ પક્ષી તારા અનિષ્ટસૂચક શબ્દને પણ એ તેજ હથિયાર રૂંધી નાખો! જેમ આ કુહાડીથી પવિત્ર અશ્વત્થની સૂકી ને નકામી ડાળિઓ કપાતી જશે તેમ તે વૃક્ષ વધારે મજબૂત જડ ઘાલતું જશે, તો તેજ પ્રમાણે એને એક એક ઝપાટે મોતસ્મરણાર્થક તારો અનિષ્ટસૂચક સાદ તે પણ નષ્ટ પામો. હું તને

શાપ દઈને કહુંછું, એ અશુભસૂચક પક્ષી, કે આ મારા જીવલેણ કુહાડાનો ઘા જેમ આ સૂકી ડાળિઓ ઉપર પડેછે, તેમજ તારા ઉપર પણ પડો [કુહાડા વડે પવિત્ર અશ્વત્થની એક મોટી સૂકી ડાળી કાપી નાખવાનો યત્ન કરેછે, પણ તે વ્યર્થ જાયછે]· ના, મારાથી તે કપાતું નથી!

**સત્યવાન**—લાવ, લાવ, કુહાડો મને આપ [કુહાડો લઈને] પ્રિય સાવિત્રી, એમ લાકડાં પાડવાનું કામ તારૂં નથી. માહરી પ્રિયા પ્રત્યેના પ્રેમથી મને જ્યારે હવે બેવડું જોમ ચઢ્યુંછે, ત્યારે મારૂં બાહુબળ કેવું છે તે તું સહજ જોઈ લેશે.

**સાવિત્રી**—પ્રાણનાથ, પેહલાં આપણે દેવપ્રાર્થના કરિયે ને પછે એ કામપર મંડો.

**સત્યવાન**—તો આ ઠામે મારી પ્રિયા સાવિત્રી કરતાં વધારે કૃપાદૃષ્ટિવાળી, બળવાન અને મહાત્માનાં મહાભારત કામો કરનારનું અધિક રક્ષણ કરે એવી કોઈ બીજી પવિત્ર દેવી હું દેખતો નથી. [સાવિત્રીને લગાર મલકાતી જોઈ] પ્રિયા તું મલકાતી હોય એમ જણાયછે ખરી, તથાપિ તારાં અંતરમાં કંઈક વાતની ભીતિ હોય એમ ભાસેછે; મને ઉલટ આપવાને બદલે તું મારા યત્નમાં

વિઘ્ન નાખવા જેવું કરેછે, પણ હવેજ તું જોઇ લઇશ કે જે વૃક્ષે તારા કોમળ હાથના ફટકાને મચક આપ્યું નથી તેજ વૃક્ષ આ સત્યવાનના બળવાન ઝટકાથી કેવું ભોંય બરાબર થાયછે.

**સાવિત્રી**—તે બધું ખરૂં, પણ આપણે પ્રાર્થના તો કરી લઇએ!

[ઘુઅડનો આગલો સાદ પાછો સંભળાયછે.

**સત્યવાન**—હે અપશુકનિયા પક્ષી તારો કર્કશ સાદ હવે તને બંધ પાડવોજ પડશે. તને પેલા કાળા મ્હોડાના યમે પાતાળમાંથી જો મોકલ્યોછે તો તને શાપછે કે આ કુહાડાને પેહેલે સપાટે તુટી પડતી ડાંખળી સાથે તું પણ મારા પગ આગળ તુટી પડે. [કુહાડાના જબરા ફટકાથી ઝાડની એક મોટી ડાળી તોડી પાડેછે—પેલાં ઘૂઅડની કમકમાટ ભરી ચીસ સંભળાયછે; સત્યવાનનું મોડું ઉતરી જાયછે, તેનાં ગાત્ર શિથિલ થઈ જઈ, તેનું શરીર પાણી પાણી થાયછે; સાવિત્રી તેને પોતાની બાથમાં ભિડીને ભયભીત થઈ તેની ભણી ટગટગ જોયાં કરેછે.]

**સાવિત્રી**—હે મારા પ્રિયપતિ, હે મારા પ્રાણનાથ સત્યવાન અરે, નારે ના! તું એમ તારી આંખ્યો મિચેછે કેમ?

હજી કંઈ રાત પડી નથી; જરા મને ગળે વળગ મારા સાથીડા! તું આમ ધ્રુજ ના! અહીં કોઇ દૈત્ય કે રાક્ષસો નથી; હું એકલી માત્ર કાંપતી થરથરતી ઉભી છું! અરે જરા તું કંઈ બોલ! આ હું કેવી ભયભીત થઇને ઉભી છું તે શું તું જોતો નથી? આ તારી મુખચર્યાનો રંગ છેક ઉડી કેમ ગયોછે? તારૂં વદન કમળ ઝંખવાઈ કાં જાએછે? ઓ! માહારા પ્રાણજીવન જરા મને કોટે વળગાડ! આ તું મહારા હાથમાંથી વછુટી કેમ જાયછે? જો તને હુંઘ બહુ આવતી હોય તો આ હું ભોંય ઉપર બેસુંછું અને મારા પ્રાણ તું તારૂં મસ્તક માહરે ખોળે મૂકી આ માહરાં પ્રીતિમય હૈડામાં દબાઈ ચંપાઇને પોઢી જા.

## રાગ—૫૬.

(બાળપણામાં બાળનાં નવ કરિયે લગન—એ રાહ.)

પ્રીતમ પ્રીત વિચારીને, થોભ થોભ આ વાર;
વન વગડે છોડી એકલી, જાયછે કોણુ ઠાર.
અબળા એકલડી હું શું કરૂં!—૧.

રાત્રી હજી કાંઈ નથિ પડી, ભર મુજને તું બાથ;
ભયથી ન ધ્રૂજ તું આ ઘડી, ભય પામુંછું સાથ.
અબળા એકલડી હું શું કરૂં!—૨.

બોલ વદન થકી બોલ તું, મારા પ્રાણ આધાર;
એમ ન કર આંખ તાહરી, ભલો થઈ ભરથાર.
અબળા એકલડી હું શું કરૂં!—૩.

હોઠ ગુલાબી તાહરા, ફીકા પડિયા દેખાય;
મુખડાનું તેજ ઉડી ગયૂં, દેખી હૈડૂં સૂકાય.
અબળા એકલડી હું શું કરૂં!—૪.

આપ આલિંગન મૂજને, સ્વામી મુજ સત્યવાન;
ચરણતણી છઉં કિંકરી, કાંઈ ધરની તું કાન.
અબળા એકલડી હું શું કરૂં!—૫.

નિદ્રા અભાગણી તૂજને, હોય દમતી આ વાર;
ભૂમી ઉપર બેસી નાથજી, આપૂં તુજને આધાર.
અબળા એકલડી હું શું કરૂં!—૬.

કર પર રે! મુજ પ્રીતથી, ભર્યાં ઉરપર પ્રાણ;
વલ્લભ મુજ વિશ્રામ લે, આપૂં સુખ નિર્વાણ.
અબળા એકલડી હું શું કરૂં!—૭.

સ્નેહ જો મુજપર હોય તો, તારાં નેત્ર તું ખોલ;
હોઠ હલાવ ને હાસ્યથી, બોલ મુખથકી બોલ.
અબળા એકલડી હું શું કરૂં!—૮.

પ્રીતનો એકજ શબ્દ તૂં, મારા નાથ ઉચાર;
આવે સમે તને કયમ ગમે, સૂવૂં વગડામોઝાર.
અબળા એકલડી હું શું કરૂં!—૯.

ચુંબન મુજને દીધા વિના, મારા શામ સંભાર;
નેત્ર ન મીંચતો તાહરાં, સૂતાં શૈયામોઝાર.
અબળા એકલડી હું શું કરૂં!—૧૦.

થંડો, મુંગો જાણે ક્રોધમાં, થયો કયમ મુજ નાથ;
નિદ્રામાં વ્હેતી મૂકે મને, છોડૂં કયમ તુજ હાથ.
અબળા એકલડી હું શું કરૂં!—૧૧.

પ્રકાશ ને મુજ પ્રાણ તૂં, બેમાં અદકો તું જેહ;
તે બે થકી છૂટી પાડતો, નિદ્રા છળ કરિ તેહ.
અબળા એકલડી હું શું કરૂં!—૧૨.

તેવે સમે ભાળી રાત્રીનો, ઘોર અંધઃકાર;
ઊપજતું મારા નાથજી, ભય મુજને અપાર.
અબળા એકલડી હું શું કરૂં!—૧૩.

ડર જાણીને મારા દિલતણો, તારો નેત્ર પ્રકાશ;
ઢાંકયા પેહેલાં ચુંબન કરી, કરતો ભયતણો નાશ.
અબળા એકલડી હું શું કરૂં!—૧૪.

ગુપ્ત ચિંતા મુજ ટાળતો, મીઠાં વચનથી પ્રાણ;
ઉદય કરી આશ ચળકતી, સૂતો સુખમાં સુજાણ.
અબળા એકલડી હું શું કરૂં!—૧૫.

આ સમે કાળજ તાહરૂં, કીધું કેમ કઠોર;
રીઝવ્યાવિના કયાં તું જાયછે, મારા ચિતડાના ચોર.
અબળા એકલડી હું શું કરૂં!—૧૬.

નેત્ર સમસ્યાથી મુજને, સહજે સમજાવ;
"પાછો આવિશ પ્રિયા પલકમાં," લઉં સૂખનો હું લ્હાવ.
અબળા એકલડી હું શું કરૂં!—૧૭.
છોડી મને સત્યવાન તૂં, ક્યાંહાં જાયછે દૂર;
કથવાને ક્ષણુ તે ઉભો રહે, થયો કેમ તું ક્રૂર.
અબળા એકલડી હું શું કરૂં!—૧૮.
દૂર ગયોછે તું એટલો, નથી સુણતો તું કાન;
ઉત્તર પણ નથી આપતો, રૂઠ્યો કયમ ભગવાન.
અબળા એકલડી હું શું કરૂં!—૧૯.
દુખના ભર્યા તુજ માર્ગમાં, હું આવીશ તુજ સાથ;
પણ એ પતિવૃત ધર્મનૂં, છોડૂં નવ મુજ નાથ.
અબળા એકલડી હું શું કરૂં!—૨૦.
પ્રીત પરસ્પર સાચી જો, હોય આપણી સાર;
તો મને તિમિરમાં છોડીને, ના જઈશ ભરથાર.
અબળા એકલડી હું શું કરૂં!—૨૧.

શું આ અન્યાય કોઈ આવો કોઈ આવો કોઈ,
અબળા જાતીની હું દાઝ કોઈ ખાવો કોઈ,
દેવતાઓથી અરે દાદ કોઈ ચાવો કોઈ,
બાપને જઈને એના યાંહાં કોઈ લાવો કોઈ,
શું આ મૌન તાહરૂં પ્રિય સદા કાળનું છે,
મુઈ હું મુઈ નસીબ હીણ હું કંગાલનું છે,

એમ જો છે તો સુર્ય દેવ કહું છું હું તુને,
અસ્ત થા પશ્ચિમે એ આણ દર્ઉંછું હું તુને,
પ્રિય પ્રીતમ જો કદી પાછો ઉઠે ન માહારો,
તો થવા દઈશ નહીં કાલે ઉદય તું તાહારો.
ચંદ્રમા તુંએ ગતી તાહારીને અટકાવી દઈ,
બંધ કર તેજ તાહરૂં તેજ તું ઉઠાવી લઈ.
અગણીત તારાઓ ભભુક તમો બંધ કરી,
હે ગગન ધરતી સમુદ્ર ઉપર અંધકાર ધરી,
ઝાડ ને વૃક્ષોના ફૂળ ફુલો જાવો સર્વે ખરી,
નદી સુકી, ન રહો નાળાંઓમાં પાણી જરી,
બંધ પડ બંધ પવન, તું હવે ફુંકીશ નહીં,
રે સત્યવાન મુવો! હાએ! હું મૂકીશ નહીં.

[એકાએક અંધકાર પ્રસરેછે.]

મુઓ! આવું ખોટું કોણ બોલેછે! દૈવિ મહાતેજ સામું મોતથી તો જોઈ શકાયજ નહીં; એ તો મહારો વહાલો પોઢેલોછે, કદાચિત તે સ્વપ્ન જોતો હશે, વખતે તેનો આત્મા સમણાની પાંખોપર સવાર થઈ બીજી દુનિયાઓમાં પ્રવાસ કરતો હશે, ને તેથીજ તે સાંભળતો નથી. એ તો બધું ખરૂં, પણ ઠંડી ને રાતનો જે ઓશ પડેછે તેથી તેના અવયવો બધા અકડી ગયાંછે;

ભયની મારી હું એવી અશક્ત થઈ ગઈછું કે ઠંડીથી અકડી ગયલા મ્હારા વહાલા ઉંઘણસીને મારે હાથે ઉપાડી લઈ મારી સંગાથે અમારા હુંફાળા ઝુપડાંમાં લઈ જઈ શક્તી નથી! અરે! હું કેવી દરિદ્રી છું! સત્યવાનનું હૃદય હવે ધબકતું નથી, તેના ઓઠ બરફ જેવા ઠંડાગાર થઈ ગયાછે! હું એને પ્રેમભરી બચ્ચીઓ કરૂંછું, પણ તે પાછી બચ્ચી કરતો નથી અથવા તેનો સ્વાસ ચાલતો જણાતો નથી. નારદજીએ વર્તેલું ભવિષ્ય ખરૂં પડ્યુંછે. અમો બંને જેમ એકમેકના પ્યારમાં સાથે વિટલાઈને રહેલાં છઈયે તેમજ મરિયે પણ સાથે એવી ઘડી આવી લાગીછે ખરી—હું પણ એની સાથેજ મરવાની. મારા ખોળામાં તું મરીને પડેલોછે, પણ મારા પ્રિય સત્યવાન મેં તને મારા હૈયાં સરસો દાબીને રાખેલોછે, તેવોજ તને હું ઝાલી રાખીશ. એ મારી બાથમાંથી કોઈપણ માણસ કે દેવતાથી તુને છૂટો પાડી શકાશે નહી.

[રક્ત વસ્ત્ર અને મુકુટ પેહેરેલો, સૂર્ય સરખો તેજસ્વી, શ્યામવર્ણવાળો, લાલ નેત્રવાન, હાથમાં પાશ લઈને, ભયંકર સ્વરૂપવાળો પુરૂષ આકાશમાંથી ઉતરી સત્યવાનને ટગટગ જોતો ઉભો રહેછે.]

## પદ.

(બિગરી કોન સુધારી નાથ બિન, બિગરી કોન—એ રાહ.)

યમરાજ—

તરૂણી તુજ અંતરમાં સમજી, દુર થા હવે લગારરે;
લેખ લલાટ લખાયા મિથ્યા, નથી થવા નિરધારરે.
તરૂણી—ટેક.

સત્યવાનના આવરદાનો, અંત આવિયો જ્યારેરે;
વ્યર્થ વેવલાં વિણવાં તજિ તું, જા તુજ મારગ ત્યારેરે;
તરૂણી—૧.

જીવ એનો લેવા અહિં આવ્યો, દક્ષિણ દિશાથી આજરે;
તે લઈને પરલોક સિધારિશ, જાણ છઉં જમરાજરે.
તરૂણી—૨.

સુર, નર, મુનિ સરવેની કંપે, મુજથી થરથર કાયરે;
જો ન હાક જગમાં મુજ વાગે, અધર્મ કેવા થાયરે.
તરૂણી—૩.

રાય, રંક, પાપી ને ધરમી, પંડિત, મુર્ખ સમાનરે;
ભેદભાવ એમાં નવ રાખું, એ અનુપમ મુજ જ્ઞાનરે.
તરૂણી—૪.

પતિવૃતા આ અવસર કહુંછું, માન કહ્યું તૂં મારૂંરે;
આગ્રહ ફોકટ ધરે અંતરે, કહે શું વળશે તારૂંરે.
તરૂણી—૫.

સાવિત્રી—

અબળાકેરી અરજ એટલી, સુણો તમે જમરાજરે
અબળાકેરી અરજ—ટેક.
એકલડો શું મુજ પતિ આવે? નહિ! નહિ!
આવિશ સાથરે;
ભવરણમાં મુજ સત્યવાનવણ, ભટકૂં કયહાં અનાથરે.
અબળા—૧.
પ્રાણપતિ જો પ્રાણ તજે તો, હું પણ છોડૂં પ્રાણરે!!
પાકી પ્રીતતણી એ રીતી, સમજે કેમ અજાણરે.
અબળા—૨.
દેહ જુજવી પણ અખંડ છે, આત્મા બેનો એકરે;
ન્યાયી છો તો કરો ન નોખો, સમજો સત્ય વિવેકરે.
અબળા—૩.
હું દુખણીનો પણ આ અવસર, આણો ઝટપટ અંતરે;
જરૂર સુખ મુજને તો મળશે, જહાં હશે મુજ કંથરે.
અબળા—૪.

**યમ**—પણ તેમ થશેજ; તારાં સુંદર શરીરની મનોહર કાંતિ અહીં મૂકીને તારાથી અધોભુવન ભણી આવી શકાશેજ નહીં. એક વાર જે ધણી તારો હતો, પણ જેના ઉપર હવે યમદેવની હાક વાગેછે તેને આ પ્રમાણે તારી બાથમાં દાબીને ઝાલી રાખવાથી તારૂં કંઈ

વળવાનું નથી. તું જ્યારે પાછી વળશે ત્યારે, આ મારા પાશથી બાંધીને સત્યવાનના દેહમાંથી તેના આત્માને ખેંચી કહાડી, મારી સાથે લઈ જઈશ. તેનો આત્મા તેના દેહમાંથી વછુટયો છતાં હજી તેના અવયવોમાં દોડતો ફરી તેના હૃદયમાં ભરાવાનો યત્ન કરેછે.

**સાવિત્રી**—ત્યારે તો હે ભગવાન! આપ દયાળુ છો માટે વિનતિ કરૂંછું, કે તમારા એ દારૂણ પાશથી મુને પણ બાંધી લઈ, જ્યાં તમો મારા પતિને લઈ જાઓછો ત્યાં મુને પણ લઈ જાઓ. જો એ પાશના બંધની વેદના ભારે હશે તો તે હું એકલી સહીશ ને મોતના સપાટામાં સપડાયલા મારા સત્યવાનને કશી વાતની અલવલ આવવા દઈશ નહીં.

**યમ**—છોડી, તું હજી યુવાન છે, જીવતરનું સુખ ભોગવ. અધોભુવન ભણી જવાનો માર્ગ ઘણો વિકટ, વિકરાળ, દુષ્ટ, હાનિકારક, ઝાડ ઝાંખરાં ને કાંટાની ઝાડીવાળો અને અણિયાળા પથરાથી ભરેલોછે.

**સાવિત્રી**—પણ જો મારા સ્વામીને તે માર્ગે જવુંજ છે તો તો તે માર્ગે હું પેહલીજ જાઊં કે ત્યાં વેરાતાં પડેલાં ઝાડ ઝાંખરાં ને કાંટા તથા અણિયાળા પથરા જે હોય

તે ખસેડીને તેને માટે માર્ગ મોકળો કરૂં; હવેતો હે પૂજ્ય યમદેવ! હું મારો આગ્રહ મૂકનાર નથી. જો તે અંધકારવાળા પ્રદેશમાં તેમ જવું છેજ તો પછે મને મોતનો ડર શાનો હોય? અને તેથી ઘણા હોંશ ઉમંગથી હું આશાભેર તેને ભેટવાને વધારે ઉત્કંઠિત થાઉંછું. હે માયાળુ પ્રતાપી યમરાજ હમે પરસ્પર એકમેકને જેવાં બાઝી રહ્યાં છીએ તેવાંજ આપ આપના જીવલેણ પાશથી હમને સાથેજ બાંધી લેશો.

**યમ**——થયો છું હું સંતુષ્ટ સાવિત્રી પુરો,
છે તું સત્યના કુલનો એક તુરો,
પતી પ્રત્યે તાહરા જે છે ભકતિભાવો,
થયા તેથી તું પર પ્રસન્ન દેવતાઓ,
તે માટે તું માંગી લે વરદાન એવું,
પતીના જીવદાન માટે ન કહેવું,
સીવાએ એ જે માંગશો, પાંમશે તું,
પ્રફુલ્લીત ઇચ્છા તાહરી ઠામશે તું.

**સાવિત્રી**—છે સસરા દ્યુમતસેન નામે માહારા,
થયા છે દુખી ખોહી નેત્ર બીચારા.
તેઓ પર્ણકુટીમાં વન માંહે જડશે,
હમો વીના તેઓ ભુખે ઝુરી મરશે.

દીયો નેત્ર તેને પગે લાગુંછું હું,
ને આશીષ આ વિનવીને માગુંછું હું.

**યમ**—હે પુત્રી તુંએ જેવી માંગી લીધું છે,
લે ઈશ્વરે ક્ષણમાં તુને તે દીધું છે,
હવે દેખતો તાહરો સસરો થયોછે,
ખુશી પર્ણકુટીમાં તે થૈ રહયો છે,
જઈ તાહરા મુખડાના મલકાટથી તું,
રીઝવ સૌન્દર્યના ચમકાટથી તું.
મોહન તાહરા મનનો તો મૃત્યુ થયોછે,
તજી વિશ્વ આજે એ સ્વર્ગે ગયોછે.

**સાવિત્રી**—ના, જો મારે જન્મ દિવસે મારીપર દેવતાઓની કંઈ કૃપા ઉતરી હોય તો તે કૃપાનો લ્હાવો મારા પ્રાણસમાન સત્યવાને એકલાએજ લેવો જોઈએ. જો મોતથી તેની જીંદગીનો અંત આવ્યો હોય ને તેથી મારાં નયનોમાં મલકાતો પ્રેમ તે હવે વધારેવાર જોઈ શકતો ન હોય તો પછે એવા સૌંદર્યનો મિથ્યા ઝલકાટ અણદીઠ થયલોજ ભલો.

**યમ**—પુત્રી! તારાં આવાં સદવૃત્તિનાં ભાષણથી દેવતાઓ તારાપર પ્રસન્ન થઈ તારાં વખાણ કરેછે, માટે તારા પતિના જીવિત વગર તને જે ઈચ્છિત હોય તે વરદાન માગ.

**સાવિત્રી**—મારા સસરા દ્યુમતસેનનું રાજ્ય શત્રુએ હરણ કરી લીધુંછે તે તેને પાછું મળે એ બીજું વરદાન માગુંછું.

**યમ**—તું પોતે પોતાને વિષે તો કંઈ માગતીજ નથી કે, હે દૈવહીન સ્ત્રી! રાજ પચાવી પડનાર પેલા પરદેશી રાજાને પદભ્રષ્ટ કરીને શાલ્વ દેશના લોકો મોટા ઠાઠ માઠ ને ડમાક સહિત આજ ક્ષણે દ્યુમતસેનના નામની હાક પોકારતા તેની પર્ણકુટી ભણી જઈ લાગ્યાછે, માટે હવે તું નિવૃત્તિ પામ અને અહિંથી જા.

**સાવિત્રી**—હે યમરાજ તમે મને અહિંથી જવા કહોછો, પરંતુ તેમ મારાથી થાય કેમ? સત્પુરૂષને જે પુરૂષનો સમાગમ થાય તે તેને પોતાનો મિત્ર સમજી તેની સાથેનો સાથેજ રહેવા ઇચ્છેછે, પણ આ સત્યવાન તો મારો જીવલગ મિત્ર, મારો પતિ, મારો આત્મા, મારો પ્રાણ અને મારો પોતાનોજ જીવ તેને મૂકીને તે મારાથી જવાય કેમ?

**યમ**—હે કલ્યાણરૂપ, જેમ એક ઘણા તરસ્યા પુરૂષને શીતળ જળની પ્રાપ્તિ થવાથી સંતોષ થાય, તેમ તારાં વચન સાંભળવાથી, મને સંતોષ થાયછે, માટે આ સત્યવાન જીવતો થાય તે વગર બીજું જે કંઈ ઇચ્છિત હોય તે તું મારી પાસે વરદાન માગ.

**સાવિત્રી**—હે ધર્મરાજ, મારો પિતા સંતતિ રહિત છે તેને ઘણા પુત્ર થાય અને તેનો વંશ વધે એ માગુંછું.

**યમ**—પુત્રી, તારા પિતાને મહા તેજસ્વિ ઘણા પુત્ર થશે, અને તેનો વંશ વધશે. હવે તારૂં સર્વ કામ સિદ્ધ થયુંછે, માટે તારા આશ્રમ ભણી પાછી વળ.

**સાવિત્રી**—આપ ધર્મની રીતિએ ન્યાય અન્યાય તપાસી સર્વનો ન્યાય કરોછો અને તે ઉપરથી આપ ધર્મરાજ કહેવાવોછો–અધર્મનું નામ સાંભળતાંજ આપને ક્રોધ ચઢે એમ છતાં આપ અમ વરવહુના સુખવાસી જોડાંને વખુટાં પાડવા જેવો અધર્મ કરવાનું આદરોછો એ આપ જેવા મહા ધર્માત્માને યોગ્ય હોય કે?

**યમ**—હે ચતુરા, તેં જે વાક્ય કહ્યાં તે તારા વગર બીજાને મ્હોડેથી મેં કોઈ દિવસ સાંભળ્યાં નથી, જેણે કરીને હું ઘણો સંતોષ પામ્યોછું, માટે સત્યવાનના જીવિત વગર બીજું જે જોઇએ તે વરદાન માગ.

**સાવિત્રી**—હે દેવતાઓમાં શ્રેષ્ઠ યમરાજા મને સત્યવાનથી ઉત્પન્ન થયલા, અમારા કુળને વૃદ્ધિ કરે એવા તથા બળ અને પરાક્રમ વાળા ઘણા પુત્ર પ્રાપ્ત થાય એ વરદાન માગુંછું.

**યમ**—હે અબળા સ્ત્રી, તને પ્રીતિ કરનાર તથા બળ અને વીર્યવાન ઘણા પુત્ર થશે; શ્રમ વેઠી તારા આશ્રમથી તું ઘણે દૂર આવીછે માટે હવે જવા માંડ.

**સાવિત્રી**—મહારાજ! મારૂં મન મારા સ્વામીથી દૂર નથી, ને કોઈ દિવસે દૂર જતું પણ નથી, તેમજ મારા સ્વામીની સેવામાં રહેવાનો મારો હું ધર્મ સમજુંછું, એટલે તેમાં મને શ્રમ વેઠવા જેવું કશું લાગતું નથી; તે કરતાં મારાં જીવિતનું હવે સાર્થક થઈ ચુક્યું છે, માટે હવે મરવાની ઝાઝી ઢીલ કરવી યોગ્ય નથી. જે જગતમાંથી મારો સ્વામી ઉઠી ગયો તે જગતમાં હવે કોઈપણ માણસ જાત વિશે મારે કાળજી ધરવાનું રહ્યું નથી, માટે હે બળવાન યમરાજ આપના આ પાશથી મુને પણ હવે બાંધી લો.

**યમ**—જેમ ધગધગતો કાંતિમાન અરૂણ, સ્વર્ગીય ચિતાના ભડકા વચ્ચે થઈને ઊંચે જતાં, અંધરાઈ રહેલા સૂર્યને પ્રતિ પ્રાતઃકાળે ફરીથી તેજસ્વી કરેછે, તેમજ, હે સાધ્વિ સાવિત્રી તારા પ્રેમાગ્નિથી આ રક્ત વાહિનીમાં પ્રાણ રક્ત પાછું વેહવા માડેછે. હવે મારા પાશની એના ઉપર કશી સત્તા રહી નથી, માટે તારે જે ઇચ્છા હોય તે તું મારી પાસેથી વરદાન માગ.

**સાવિત્રી**—સત્યવાનથીજ મને પુત્રો ઉત્પન્ન થાય એમ જ્યારે આપે વચન ઉચ્ચાર્યું છે ત્યારે તે તમારૂં વચન સત્ય થાય માટે હે યમરાજ, વરદાન એ માગુંછું હું કે જીવાડો પતિને પગે લાગુંછું હું.

[યમરાજ અંતરધ્યાન થાયછે—સત્યવાન જાણે કંઈ લાંબી ઊંઘમાંથી જાગૃત થતો હોય એમ જણાયછે.]

## બાગેસરી.

સાવિત્રી—

**જીવેછે શું ઓ પ્રાણ તું, રે ઉઠ ઉઠ માણુ તું;**
**ના ફેંક તું એ બાણ તું, મરીશ હું એ જાણુ તું,**
**ઉદય થા ઓ ભાણ તું, રે ઓ હીરાની ખાણ તું,**
**ના એમ મુને તાણ તું, રે આણુ માયા આણુ તું.**
**—જીવેછે.**

અરે એનું હૃદય ધબકે છે. ઉનું રૂધીર તેના ઠંડા પડી ગયલા અવયવોમાં દોડવા માડેછે—તે સ્વાસ લેછે—મારો સત્યવાન મને પાછો પ્રાપ્ત થાયછે; જરા તું થોભ મારા વહાલા; અંધકાર તું નાબૂદ થા, ફુલો, પાંદડાં, સરોવરો, નિર્મળ પાણીના ઝરા તમે પાછા પ્રકાશ પામો! અરે ઓ વાયુના ઘુઘવાટા તમે લગાર શાંત થાઓ, મારો સત્યવાન કાંઈ બોલેછે!

**સત્યવાન**—આપણે ક્યાં છઈએ પ્રિય સાવિત્રી? પેલો કાળભાતિ જે તારા મારા વચ્ચે વિજોગ પડાવવા માગતો હતો તે હજી અહીંજ કેથે છે! કેવું ભયાનક સ્વપ્નું! હજી તે મને દેખાયછે! અરે! હજી તે મારી પૂઠ મૂકતો નથી! મારા શરીરમાં કંપ છૂટેછે!

**સાવિત્રી**—પ્રાણનાથ! પ્રવાસના શ્રમથી, રાતનો ઝાકળથી અને આ નવતરી જગ્યાને લીધે બરાબર ઊંઘ પણ ન આવવાથી આપને એમ લાગતું હશે, પણ અહીં તો બીજું કોઈ નથી. ચાલો ઉઠો, રાત્ર બહુ વહી ગઈછે ને આપણને બહુ આઘે છેટે જવું છે, માટે આપણે હવે ઘેર જઈએ. થાક ચઢેથી હું એટલી તો કંટાળી ગઈછું કે જરા વિસામો લેવાય તો સારૂં, પણ આ એકાંત વનમાં એક યુવાન અબલાએ સૂઈ જવું ઠીક લાગે નહીં, માટે મારા પ્રાણ ઉઠો, આપણા વૃદ્ધ માત પિતાને બહુ ચિંતા થયાં કરતી હશે ને તેઓ આપણી વાટ જોતાં બેઠાં હશે.

**સત્યવાન**—પ્રિયા! એ તો બધું ખરૂં, પણ ત્યારે મને આ ઠેકાણે એકાએક નિદ્રા કેમ આવી ગઈ વારૂ?

**સાવિત્રી**—હમણા તો તમે ઉઠો; રસ્તે ચાલતાં હું આપને એ બધું કહીશ.

**સત્યવાન**—પીપળાના ઝાડની ડાળી તોડી પાડવા મેં મારો કુહાડો ઉગામ્યો હતો, એટલું માત્ર મને સાંભરેછે, ત્યાર પછે શું થયું તેનું મને કશુંએ ભાન નથી.

**સાવિત્રી**—આ રહી તે ડાળીતો જમીન ઉપર પડીછે; ડાળી પાડતાં પાડતાં તમને નિદ્રા આવી ને ત્યાર કેડે કદાચ કંઈ વસમું સ્વપ્ન થયું હોય; પણ એવાં સમણા સુમણાની વાતો તો હમ અબલા જાતિઓને વધારે સાંભરેછે.

**સત્યવાન**—પણ એવા વિકરાળ દૈત્યને મેં અગાઉ કદી પણ જોયોતો નહીં!

**સાવિત્રી**—પ્રાણપતિ રાત્રની ટાહાડક બહુ વધતી જાયછે, માટે હવે ધીમે ધીમે ચાલવા માડિયે તો ઠીક.

**સત્યવાન**—પણ આ અંધારાંમાં આપણને માર્ગ કેમ સૂઝશે?

**સાવિત્રી**—આ જુઓ સામે ઘાટા વનમાં તારા પેરે ચકચકતું અજવાળું દેખાયછે; એ અજવાળું આપણી પર્ણકુટી ભણીથીજ આવતું હોય એમ દેખાયછે.

**સત્યવાન**—એ અજવાળું ઉતાવળું આપણી ભણીજ આવવા માડેછે.

**સાવિત્રી**—ઓ હો! આ તે વળી કેવો નવીન દૈવી ચમત્કાર!

**સત્યવાન**--પેલું જે ઝાંખું અજવાળું પડેછે તે સૂર્યનું લાગેછે.

**સાવિત્રી**—પણ તે થાય કેમ? હજી તો સૂર્યાસ્ત થવાને ચાર ઘડી માત્ર થઈછે.

**સત્યવાન**—વર્ષમાં લાંબા દહાડા ને ટુંકી રાત્રો હોયછે, તેવી ટુંકી આજની રાત્ર હોય ને તેથી પોહ ફાટવા માડયો હોય.

**સાવિત્રી**—વેહેલો થઈ, વેગે દોડી તારો ચળકારો પડવા દે, એ પ્રિય પ્રકાશ, દિવસના પવિત્ર અજવાળાં! તારા તેજ વદનના મને ફરી ઉતાવળે દર્શન થવા દે.

**સત્યવાન**—પ્રિયા, ઊંઘમાં મને કંઈ એમ લાગતું હતું કે તું જાણે રડતી ને વિલાપ કરતી હોય ને વળી હમણા તારા મ્હોડાંનો રંગ અરૂણોદયનાં ભળકડાં જેવો ફિક્કો જણાયછે તે શાથી વારૂ?

**સાવિત્રી**—જ્યારે આપણે દ્યુમતસેનને જઈ મળીશું ત્યારે મારા મ્હોડાંનો ફિક્કો રંગ બદલાઈ જઈ અરૂણ જેવો રાતો થશે; પણ આ જુઓને સત્યવાન, જેમ અજવાળાંનો પ્રકાશ વધતો જાયછે તેમ તેની સાથ કોઈ

આવતું હોય એમ દેખાયછે અને તમારા ને મારા નામના સાદથી વન આખું જાણે ગાજી રહ્યું હોય એમ લાગેછે.

(સત્યવાન! સાવિત્રી! એમ દ્યુમતસેન પોકારતો હોય એવો સાદ સંભળાયછે.)

**સત્યવાન**—સિંહની ગર્જના જેવો આ સાદતો પ્રિય પિતા દ્યુમતસેનનો લાગેછે; તેઓ આપણી ભણીજ આવી લાગેછે.

**સાવિત્રી**—હવે વન આખામાં ચોગર્દમ ઝળઝળાટ થઈ રહ્યોછે. કુદરતની રચના પૂરતાં તેજથી પ્રકાશી રહીછે. હા, એતો તેજ; તેજ છે.

**સત્યવાન**—અરે! એ આંખોએ અપંગ છતાં કેવા સીધા ને સડસડાટ ચાલ્યા આવેછે; તે આપણને ભેટવા માટે દોડતા આવેછે; ઇશ્વરકૃપાની આતે શી ચમત્કૃતિ છે!

[દ્યુમતસેન દોડેછે–શાલ્વદેશના ઘણાક લોકો હાથમાં બળતી મસાલો સાથ "દ્યુમતસેનનો જય"! એ રીતે તેના નામની હાક વગાડતા તેની પાછળ પ્રવેશ કરેછે. સાથે નારદ મુનિ પણ છે.]

**દ્યુમતસેન**—મહારાં વાહલાં બાલકો, સત્યવાન! સાવિત્રી!

**શાલ્વલોકો**—દ્યુમતસેન આયુષ્યમાન રહો!

**દ્યુમતસેન**—ના, ના, પરાક્રમી સાધ્વી સાવિત્રી આયુષ્યમાન રહો.

**સાવિત્રી**—(નારદને નમન કરીને) મુનિરાજ! કિંકરી ઉપર કૃપાદૃષ્ટિ રાખજો!

**નારદ**—પુત્રી! કલ્યાણ! તારૂં સૌભાગ્ય અખંડ રહો!

**સત્યવાન**—એ આ બધું થયુંછે શું?

**સાવિત્રી**—જલદીજ એ સઘળી વાતનો ભેદ જણાશે, મારા વાહલા.

**દ્યુમતસેન**—મજસરખા એક તજાયલા આંધળા પુરૂષથી, તમારા વિરહનું દુ:ખ સહન ન થઈ શકવાથી, મરવાનો નિશ્ચય કરી, વન માહેલી વાવમાં હોમાવી દેવા જતો હતો, એટલામાં દેવતાઓએ મારા ઉપર કૃપા કરી, મારા મનનું સમાધાન કરવાને, નારદજીને આ ઠામે મોકલ્યા; જેવું સાવિત્રીએ યમરાજ પાસે પેહલું વરદાન માગ્યું તેવુંજ નારદજીએ સોનાની ચકચકિત છડી, જેમાંથી પવિત્ર અમૃત ઝરતું હતું, તે ફેરવીને મને દેખતો કર્યો, તેવોજ રડતો મસ્તકે કરી સાષ્ટાંગ દંડવત કરી તેમની પ્રાર્થના કરવા લાગ્યો. સાવિત્રીએ

જ્યારે દેવતાઓ પાસે બીજું વરદાન માગ્યું ત્યારે જોકે, અંધારૂં હતું તોપણ મેં આ મારા વિશ્વાસુ શાલ્વ લોકોને મારી પર્ણકુટી ભણી આવતા દીઠા, એઓએ આવી મને કહ્યું કે પેલા પચાવો પડનાર પરદેશી રાજાને હાંકી કહાડી, રાજનાં સર્વ લોકોએ એકમત થઈ તમને રાજ્ય ગાદી આપીછે, માટે તમે ઉતાવળે ત્યાં ચાલો, પણ જ્યાં તું, મારો પ્રાણસમાન શૂરો સત્યવાન, મારી સાથે નહીં ત્યાં મારે જઈને કરવું તે શું! એવી વિમાસણ હું કરવા લાગ્યો ત્યારે નારદજીએ મને જણાવ્યું કે સાવિત્રીએ પોતાની પ્રેમી પવિત્રાઈથી યજ્ઞ, હોમ આદિ ક્રિયાકર્મ કરીને યમદૂતને પાછો વાળ્યોછે, એટલે ઝટ તેજ ક્ષણે આવેશ ભેર હું તારી બાથમાં ભરાઈ ગયો એવું મને લાગ્યું. સ્ત્રી જાતીમાં પવિત્ર સાવિત્રીનું નામ સદાકાળ અમર રહો. એ પ્રભાદેવી છે.

**સત્યવાન**—એ પ્રેમદેવી છે.

**સાવિત્રી**—પ્રેમ એજ પ્રભા છે, મારા પ્રિય સત્યવાન!

**સત્યવાન**—પણ તારી પ્રભાથીતો આંખો દીપાઈ જાયછે, મારી સાવિત્રી.

[સ્વર્ગની અપ્સરાઓ આકાશમાંથી નીચે ઉતરી આવી સાવિત્રીનું સ્તવન કરેછે.]

## ગરબી.

(જોયું જોયું રે કોલાપુર શેહેર -- એ રાગ.)

અપ્સરાઓ.

જય જય સાવિત્રી નાર, તૂં જય જય કારી;
ધન ધન તુજને નિરધાર, ઓ સુંદર નારી. જય જય-ટેક.

સ્નાન, ધ્યાન, ઉપવાસ કરીને, દેવ મંદિરે જઇનેરે;
અગ્નીમાં વિધિપૂર્વક આહુતિ, આપી તેં દૃઢ થઇને.
તૂં જય જય કારી—૧.

આદ્યતણું વ્રત વચન પાળિયૂં, ક્ષુધા, તૃષાને વેઠીરે;
પ્રાણપતીને ઉગારવાને, વિકટ વિપતશું ભેટી.
તૂં જય જય કારી—૨.

વિજય વિજય આનંદે વદતાં, સુર ગાયે સ્તુતિ તારીરે,
સાધુપણું તવ જોઈ સુરલલના, જાએછે બલિહારી.
તૂં જય જય કારી—૩.

એ મહિમા જગમાં વિસ્તરવા, દેવોએ વર દીધરે;
વિવાહ વિધિ પછિ દંપતિ પૂજે, વટસાવિત્રી પ્રસિદ્ધ.
તૂં જય જય કારી—૪.

**સાવિત્રી**—મહારાજ, આપણ તે દાહાડે પેલા બાપડા વાલ્મિકને ઝાડીમાં પુરી આવ્યા ત્યાર પછેથી તેની અવસ્થા કેવીછે તે કંઈ જણાયું કે?

**નારદ**—તેને વિશે એવું છે કે બાર વર્ષ સુધી તપ કરવા પછે તે ઋષી જેવો તેજસ્વી ને વિદ્વાન થશે ને ત્યાર પછે તે રામની કથા રચશે.

**સાવિત્રી**—તે એટલી લાંબી મુદત લગી એમનો એમજ કેમ રહી શકશે વારૂ નારદજી?

**નારદ**—છોડી રામનામના મંત્રના પ્રભાવથી તે એમ રહી શકશે.

**સાવિત્રી**—ચાલો હવે આપણે આ આનંદકારી અવસરને અંતે એક આનંદ ગીત ગાઈ સમાપ્તી કરિયે.

[બધાં ગાયછે.

## ઝીન્ઝોટી—ઇંગ્રેજી રાહા.

(ગ્લોરી ગ્લોરી એબીસીન્યા—એ રાહા.)

કરવો હોય પાર ભવ સાગર,
નાવ નેકીની એક તું કર,
હાત સંતોષ સુકાન ધર,
સત હલ્લેસું ઝાલી—કરવો.
હામના સડોને ડોલ પર તું ચડાવ,
નેમ હોકાયંત્રમાં તું રામની ટડાવ,
નીસ દીન જો ન તું યા હોમથી હંકાવ,
સત હલ્લેસું ઝાલી—કરવો.

દુઃખોના ડુંગરોનો ના કરતો તું ડગ,
મારે છોળ હવસના મોજા જો તુજપર,
સતનું હોમાંનજે તુરત તું લંગગર,
સત હલેસું ઝાલી—કરવો.

પ્રીતનો પવન ફૂંકે જુઠો સડ સડ,
માયાનો ઝપાટો આવે જુઠો ઝડ ઝડ,
જુઠાં એ તુફાનની તું સાંમે લડ લડ,
સત હલેસું ઝાલી—કરવો.

ટાળી એ તુફાન તું પોંહચસે કીનાર,
સતનું હલેસું ઝાલી સતને દવાર,
તાહરી ઇચ્છામાં તો અંતે પડશે તું પાર,
સત હલેસું ઝાલી—કરવો.

મૃત્યુના દરીયાવમાં ડુબ્યોતો સત્યવાન,
સાવીત્રી હતી જે સત્યતાનું સત્ય વાહાણ,
લીધો ઝાલી, તેને નહીં થાઈ કસી હાણ,
સત હલેસું ઝાલી—કરવો.

---

સમાપ્ત.

---